# બાળવીર.

II 1926 25 5 1926

લેખક અને પ્રકાશક

હરરાય અમુલખરાય દેસાઇ. બી. એ.

ડિસ્ટ્રિકટ સ્કાઉટ માસ્તર—અમદાવાદ.

પહેલી આવૃત્તિના સોલ એજંટ.

મેશર્સ ખડાયતા બુક ડેપોવાળા

મી. સી. એમ. પરીખ.

( રીચીરોડ બાળા હરમાન પાસે—અમદાવાદ )

આવૃત્તિ પહેલી પ્રત ૩૦૦૦

1926

કિંમત ૦-૮-૦

204

# પ્રસ્તાવના

પ્રિય સ્કાઉટ બંધુઓ, આ લઘુ પુસ્તક આપના હાથમાં મુકતાં મને અનહદ આનંદ થાય છે.

આપ જે સંસ્થામાં અથવા જે સ્થળમાં કામ કરવા ઇચ્છતા હો ત્યાં પ્રથમ રમતથી શરૂઆત કરશો. બાળવીરોની સઘળી રમતોમાં આનંદ, કસરત, તથા આકર્ષણ રહેલાં છે. આ કામમાં છોકરાંઓ પુષ્કળ રસ લે છે, અને આ મહાન્ સંઘમાં દાખલ થવા ઇચ્છા દર્શાવે છે. આ આખી હીલચાલનો હેતુ ખાસ કરીને ચારિત્ર્યવાન્ મનુષ્યો બનાવવાનો છે અને રમતોદ્વારા ચારિત્ર્ય સારી રીતે કેળવી શકાય છે. બાળસ્વભાવનું અવલોકન કરી તેમને તમારી તરફ આકર્ષી લેવાનું પ્રથમ કાર્ય તમારે કરવું જરૂરનું છે.

થોડો સમય ઉપર મુજબ કામ કરવાથી તમારા આત્મબળ તથા ચારિત્ર્યના પ્રભાવથી તમે ઘણાં બાળકોને આ હીલચાલમાં દાખલ કરી શકશો પછી રફતે રફતે દેશસેવા તથા સમાજસેવાની ભાવના તમે બાળકોમાં કેળવી શકશો. આ ભાવનાને પોષણ આપવા પાછળ દર્શાવેલો અભ્યાસક્રમ દાખલ કરશો તો છોકરાંઓ ન જાણે તેમ તેમને ચારિત્ર્યવાન્ મનુષ્યો બનાવી શકશો. મોટી ઉંમરના માણસોનો સ્વભાવ બદલવો ઘણું મુશ્કેલ થઈ પડે છે, પણ બાળકો તો અનુકરણ કરનારા હોઈ તમારૂં અનુકરણ એકદમ કરતા શીખી જશે અને તમારા ગુણો પોતાનામાં તુરત કેળવવા માંડી જશે. આપણા કહેવાની છાપ તુરત પડતી નથી પણ આચરણની છાપ બાળકોમાં તુરત પડી જાય છે માટે બાળકોની સાથેના વ્યવહારમાં ખાસ સંભાળ રાખવાની જરૂર છે.

ઉપર મુજબ કામની શરૂઆત કર્યા પછી આપના ગામમાં આવેલી બાળવીર-સંસ્થાના મંત્રીને અરજી કરી આપનો સંઘ રજીસ્ટર કરાવશો. આપે જો બાળવીરની રીતસરની તાલીમ લીધી હશે તો આ સંસ્થા તરફથી સ્કાઉટ માસ્તર તરીકેનું એક પદક અને પ્રમાણપત્ર મળશે. વખતોવખત આપના સંઘની હીલચાલ વિષે મુખ્ય સંસ્થાના મંત્રીને જણાવતા રહેશો.

કેટલેક ઠેકાણે સાધનોના અભાવે કામની રીતસરની શરૂઆત કરવામાં આવતી નથી. સાધનોની જરૂર તો પડે છે પણ આપણા અભ્યાસમાં એવી ઘણી બાબતો છે કે જે વિના સાધને પણ કરી શકાય છે. ઉત્સાહી સેનાશિક્ષકો જરૂર પડતાં સાધનો થોડા ખરચે મેળવી પણ લે છે અને પારકી મદદ ઉપર ખાસ આધાર રાખતા નથી.

બીજા ઉપર આધાર રાખવો તે આપણી હિલચાલના સિદ્ધાંતની વિરુદ્ધ છે. બાળવીરો સ્વાશ્રયી હોય છે. આપણા કાર્યોનાં પરિણામ બીજાને જરૂર જાગૃત કરશે અને આપણા કાર્યની કદર થશે

આ લઘુ ગ્રંથ આપને થોડા ઘણા અંશે ઉપયોગી માલૂમ પડે અને આપના કાર્યમાં માર્ગદર્શક જણાય તો તે લખવામા લીધેલો શ્રમ સફળ થયો હું ગણીશ.

આ પુસ્તક લખવામાં મને સ્કાઉટબંધુઓ રા. બી. કે. પટવા, રા. એમ. એમ. દ્વિવેદી, અને રા. સી. એલ. બ્રહ્મચારીએ ઘણીજ મદદ કરી છે. આમાં આવેલાં ચિત્રોને દોરવામાં ટ્રેનિંગ કૉલેજના ડ્રોઈંગ માસ્તર રા. પી. આઇ. લુહારે મદદ કરી છે; અને તેનાં પ્રૂફ સુધારવાના કાર્યમાં રા. દીનકરરાય અચરતલાલ સૈયદે મદદ કરી છે. એ સર્વ ભાઇઓએ પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપ્યો છે તે માટે તેમનો આ સ્થળે હુ અત્યંત આભાર માનું છું.

આ પુસ્તકની જે આવક થાય એ સઘળી સ્કાઉટોના લાભાર્થેજ ખર્ચાશે. આમા કોઇનો અંગત સ્વાર્થ નથી તે આપને બધાને જાહેર કરવાની રજા લઉં છું.



# અનુક્રમણિકા.







## બાળવીરે યાદ રાખવા લાયક સરનામાં

| | ઘરનું સરનામું |
|---|---|
| સેના શિક્ષક ... ... ... ... | |
| મદદનીશ શિક્ષક ... ... ... | |
| એજન ... ... ... ... | |
| પાસેના દાક્તર કે પાસેની ઇસ્પિતાલ ... | |
| પાસેનું બંબાખાનું ... ... ... | |
| પાસેની એમ્બ્યુલન્સ બ્રિગેડ ... ... | |
| ટુકડી નાયક ૧ ... ... ... | |
| એજન ૨ ... ... ... | |
| એજન ૩ ... ... ... | |
| વગેરે ... ... ... ... | |

આ ઉપરાંત સ્થાનિક મંડળ, તેના પ્રમુખ, સેક્રેટરી ડિસ્ટ્રિક્ટ સ્કાઉટ માસ્તર, ખજાનચીના સરનામાં પણ યાદ હોય તો સારું.

## દરેક સેનામાં રાખવું જોઇતું અભ્યાસપત્રક*

| | અભ્યાસ | તારીખ | સેનાશિક્ષકની સહી. |
|---|---|---|---|
| તરુણ | | | |
| બીજા વર્ગના બાળવીર | | | |
| પ્રથમ વર્ગના બાળવીર | | | |
| વગેરે | | | |
| નિપુણતાના ચંદ્રક | | | |
| ૧ | | | |
| ૨ | | | |
| ૩ | | | |
| વગેરે | | | |

*જ્યારે કોઇ બાળવીર પોતાની ટુકડી છોડીને જાય ત્યારે તેને આનો ઉતારો કરી આપવો. આ તેનું પ્રમાણપત્ર ગણાય. પ્રકાશક.

# સૂચના.

રમતગમતનું એક પુસ્તક તૈયાર થાય છે. જેઓ આ કુપન તે વખને મોકલી આપશે તેમને તે પુસ્તક ૨૫ ટકા કમીશનથી મળશે.

**પ્રકાશક:—હરરાય અમુલખરાય દેસાઈ. બી. એ.**

ડિસ્ટ્રિકટ સ્કાઉટ માસ્તર—**અમદાવાદ.**

લખો નીચેના સિરનામેઃ-

" બાળવીરના પ્રકાશક-

**રા. રા. હરરાય અમુલખરાય દેસાઇ.**

ડિસ્ટ્રિક્ટ સ્કાઉટ માસ્તર,

**અમદાવાદ."**

# જાહેર ખબર



જેમને બાળવીર માટે પોશાક કરાવવો હોય તેઓ જો અમને લખશે તો તે માટે કપડું વગેરે કિફાયત ભાવે કયે સ્થળેથી મળી શકશે તે વિષે તેમને જોઇતી માહીતી અમે આપીશું. સરનામું તેમજ અરધા આનાની ટીકીટ બીડીને અમને પત્ર લખી જેઓ પૂછાવશે તેમને તે માહીતી અમે ટપાલ મારફત આપીશું.

# ઉપોદ્ઘાત

આ નાના પુસ્તકમાં જે જે વાત લખી છે, તે શિખવવાથી બાળક મજબુત, હિમતવાન, ચાલાક, સદ્ગુણી, સ્વાશ્રયી, ભ્રાતૃભાવવાળા, દેશપ્રેમી તથા રાજભક્ત થવા જોઈએ. જે માણસોને પોતાના દેશ તરફ પૂર્ણભાવ હોય, અને પોતાના દેશના બાળકોને સારાં કરવાં અને તેમ કરી દેશને આગળ વધારવા જેઓ ઇચ્છતા હોય તેવા માણસોએ આ કામ ખાસ હાથમા લેવા જેવુ છે.

દરેક બાળક એ ભવિષ્યનાં શહેરી છે, અને દરેક આવા શહેરીની મદદથીજ દેશને આગળ વધવાનું છે. આવા શહેરીઓ સારા હોય તોજ દેશ આગળ વધશે તે જાણીતુ છે. સારા શહેરી થવાને સારૂ પહેલેથીજ તાલીમ લેવાની જરૂર છે.

બાળસેનાની તાલીમ એવી જોઈએ કે જેથી સર્વ સદ્ગુણો ખીલી નીકળે, અને દુર્ગુણો દબાઈ જઈ નાબુદ થાય. આમ થવાથી બાળવીરો દેશને લાભદાયી નીવડે. બાળસેનાની તાલીમ આપનારાઓએ આ ધ્યાનમાં રાખી કામ કરવાનું છે.

તેમની કેળવણીના ચાર મુખ્ય ભાગ છે.

(૧) તેમણે શારીરિક કેળવણી લેવી જોઈએ, અને દરેક બાળવીરે યોગ્ય શારીરિક કસરત કરવીજ જોઈએ.

(૨) દેશજનોને ઉપયોગી થઇ શકાય એવી તાલીમ તેમને આપવી જોઈએ. તેમણે તાત્કાલિક મદદ આપતાં, માંદા માણસને લઈ જતાં, આગ હોલવતાં, ડુબતાને બચાવતાં વગેરે શીખવું જોઈએ.

(૩) પોતાને આર્થિક ફાયદો થાય એવા સાદા હુન્નર ઉદ્યોગ તેમણે શીખવા જોઈએ.

(૪) સમયાનુસાર તરત ઉપાય કરવાની, સ્વાશ્રયી બનવાની, નિરીક્ષા કરવાની ને કષ્ટ સહન કરવાની તેમને તાલીમ મળવી જોઈએ.

જો કોઈ બાળવીરના શિક્ષકને અથવા સેનાશિક્ષકને કંઇ ન આવડતું હોય તો તે પોતાના મિત્ર કે ઓળખીતાની કે બીજા કોઈની મદદ લઈ પોતાની ટોળીને તે કામ શીખવી શકે છે. દાખલા તરીકે પાટા બાંધતા કોઈને ન આવડતું હોય તો તે ડાકતરની મદદ લેઈ શકે છે.

બાળવીરોનું કામ દરેક જગ્યાએ છે, અને તેમની તાલીમ ગામડામાં કે શહેરોમાં બધે ઠેકાણે આપી શકાય છે. તેમાં ખરચ જુજ છે, ને છોકરાઓને તથા દેશને ઘણો ફાયદો છે, તેથી આ કામ કરવા બને તેટલા ઉત્સાહી નરનારીઓ બહાર પડશે એવી આશા છે.

અમુક માપના ખોડખાંપણ વગરના જુવાન પુરૂષોનેજ લશ્કરી કે એવી બીજી તાલીમ મળી શકે છે. પણ આ તાલીમ તો સર્વ કોઈને આપી શકાયછે. દરેક સ્ત્રી કે પુરૂષે જનસમાજને ઉપયોગી થવું જોઈએ તેથી દરેકને એવી કંઈક તાલીમ મળવી જોઈએ. મોટાથી માંડીને તે છેક સાત-આઠ વરસના બાળક હોય પણ કે બીજે કોઈ ઠેકાણે ખોડખાંપણવાળા હોય કે કોઈ જન પોતે એકલો હોય તો તે પણ આ તાલીમ લઈ શકે છે, અને પોતાનાથી બનતું કરી તે પોતે સારા થઈ જનસમાજને લાભદાયી નીવડે છે.

## પ્રકરણ ૧ લું.

### બાળવીર મંડળના પદકો અને ચાંદા.

તરૂણનો પદક.





બીજા વર્ગના બાળવીરનો પદક- ( તૈયાર રહો )



સેવાનો પદક.



પહેલા વર્ગના બાળકનો પદક.





ઉપકારનો પદક. આ ચન્દ્રક.

**૧. તરુણ**—બાળવીરના નિયમ, વચન, નિશાનીઓ, સલામ, તે બધાના હેતુ, વગેરે જાણનાર બાળવીર વચન લઈને આ પદ લઈ શકે છે. તેની ઉમર ૧૧થી ૧૭ વર્ષની હોવી જોઈએ. આ પદ ધારણ કરનાર છાતીપર ડાબી બાજુએ બટન પહેરવાના ગાજમાં બાળવીરનો ચાંદ પહેરી શકે છે.

**૨. બીજા વર્ગના બાળવીર**—તેનો પદક ઓછામાં ઓછા એક માસ તરુણ તરીકે કામ કર્યા પછીને કેટલીક વધુ બાબતોમાં પ્રવીણતા મેળવ્યા પછી મળે છે.

**૩. પહેલા વર્ગના બાળવીર**—તેનો પદક છ માસ બીજા વર્ગમાં કામ કર્યા પછી વધુ અઘરી પરીક્ષા સ્વતંત્ર પરીક્ષકો પાસે પસાર કર્યા પછી મળે છે.

**સેવાનો પદક**—સેવાના દરેક વર્ષ માટે એક એક સેવાનો પદક મળી શકે છે. આ ઉપરથી બાળવીર કેટલાં વર્ષથી આ મંડળમાં જોડાયા છે તે જણાય છે.

**ઉપકારનો ચંદ્રક**—કોઇપણ બાળવીર ગમે તે પદનો હોય તો પણ જે કોઈ માણસ બાળવીરને લાભદાયી કાર્ય કરે તે માણસને આ ચંદ્રક આપી શકે છે. ફક્ત તેણે જિલ્હા સમીતિ કે જિલ્હા કમિશનરની પ્રથમ રજા મેળવવી જોઇએ. આ ચંદ્રક પહેરનાર બાળ વારમંડળ સમીતિનો સભાસદ થતો નથી. પણ કોઈપણ બાળવીરની સેવા કોઈપણ વખતે મેળવવાનો તેને હક્ક પ્રાપ્ત થાય છે. આ ચંદ્રક પહેરનાર મનુષ્યને જોતાંજ બાળવીરે તેને સભ્યતાથી પૂછવું જોઈએ કે કંઈ કામ હોય તો બતાવશો.

આ ઉપરાત બહાદુરી માટે તેમજ બાળવીર મંડળની સેવા માટેના પદકો પણ આપવામાં આવે છે. પણ આ માટે તે જેને આપવાનો હોય તેના કામનો પુરેપુરો અહેવાલ તથા તે નજરે જોનારનું વર્ણન તેની સાથે મોકલવું જોઇએ. પછી સ્થાનિક મંડળે ખાસ ઠરાવ તે માટે પસાર કરવો જોઈએ, અને કમિશનરની તેને બહાલી મળવી જોઈએ.

આ ઉપરાંત ટુકડી નાયકો તથા આખી સેનાના નાયકોના બીલ્લા પણ આપવામાં આવે છે.

તે ઉપરાંત જે જે વિષયમાં બાળવીર પ્રવીણતા મેળવે તે તે માટે તેમને ખાસ ચાંદો મળે છે. બીજા વર્ગના બાળવીર થયાબાદ આવા ચાંદો મેળવી શકાય છે. તેમની પરીક્ષા સ્વતંત્ર પરીક્ષકો લેશે. જે જે ખાસ વિષયમાં તેમને પ્રવીણતા મેળવ્યા હોય તેના ચાંદો તેમને મળશે.

આ ચાંદો માટેના કેટલાક વિષય નીચે પ્રમાણે છેઃ—

માંદાને લઇ જવાની (એમ્બ્યુલન્સ) આવડત, લુહારકામ, હોડી ચલાવવાનું કામ,સુતારકામ. ટાઇપરાઇટીંગ, શોર્ટહેન્ડ અને પત્રલેખન, રસોઇનું, સાઇકલીસ્ટકામ, ઈન્જનેરીકામ, ખેતીકામ, આગમાંથી બચાવવાનું કામ, બાગબાની, ઘોડેસ્વારી, દુભાષિયાનુંકામ, ધોબીકામ, સંગીત, રસ્તો શોધવાનું કામ. ફૂલ અને પતંગીયાં વગેરેનો અભ્યાસ, છાપવાનું કામ, ફોટોગ્રાફી, ડુબતાને બચાવવાનું કામ, તરવાનું કામ સીગ્નલીંગ, તારાઓનું જ્ઞાન, દરજીનું કામ, લાકડા વહેરવા તથા ઝાડ કાપવાનું કામ વગેરે સવડ પ્રમાણે જે બને તે શીખી શકાય. તે દરેકને માટે ખાસ ચાંદો આપવામા આવે છે.

## પ્રકરણ ૨જું.

### બાળસેના.

**આ હીલચાલની શરુઆત.**

જ્યારે ૧૯૦૧ માં બોર વિગ્રહ વખતે અંગ્રેજ સરદાર સર બેરન પોવેલ મેફેકીંગમાં ઘેરાઈ ગયા ત્યારે લશ્કરી માણસોની તંગીને લીધે સંદેશા લઈ જવાનાં અને બીજા કેટલાંક સહેલા કામો તેમને બીનલશ્કરી અને નાનાં બાળકો મારફતે કરાવવાં પડતા. તે વખતે આ બાળકોને કંઈક તાલીમ આપવા માંડી. અને તે તાલીમને પ્રતાપે તેઓ ઘણા ઉપયોગી નીવડયા. વળી જ્યારે તેમને ઝુલુ, કાફર વગેરે આફ્રિકાના જંગલી લોકો સાથે પરિચય થયો ત્યારે તે લોકોની અજબ અવલોકનશક્તિ, સહનશક્તિ, અડતલપણું, ચપળતા વગેરે ઉત્તમ ગુણોનું તેમને ભાન થયું. જંગલ અને પહાડી વિકટ પ્રદેશોમાં ફરનાર અને રહેનારામાં એ ગુણો કુદરતી રીતે આવે છે એમ તેમને લાગ્યું. આ ગુણો શહેરમાં અને ગામોમાં રહેનાર બાળકોમાં નથી કેળવાતા તે પણ તેમને લાગ્યું. એવા ગુણો તેમનામાં લાવી શકાય તો ઘણું સારૂં એવો વિચાર તેમને થયો.

લશ્કરની અંદર રહેલી પાયોનીઅર ટોળીઓના માણસોમાં આ ગુણો પૈકી ઘણા ગુણો રોજની તાલીમથી આવે છે. તેઓને લશ્કરની આગળ જવું પડે છે, અને પાછળ આવનાર લશ્કરના સુખને સારૂ યોગ્ય રસ્તો બનાવવો પડે છે. વચ્ચે આવતી મુસીબતો જેમ બને તેમ ઓછી નડે એવા પ્રયત્નો તેમને કરવા પડે છે,

અને તેમના મુકામને સારૂ સહીસલામત અને યોગ્ય જગ્યા પસંદ કરવી પડે છે. આ ટોળી અક્કલવાળા, આનંદી, ઉત્સાહી, અવલોકન કરી શકે એવા ખડતલ વીર પુરૂષોની બનેલી હોય છે. આ પાયોનીઅર ટુકડીને જે કેળવણી અપાય છે, તે પ્રકારની કેળવણી શાળાની બહાર બાળકોને અપાય તોજ બાળકોની કેળવણી સંપૂર્ણ થાય છે. બાળસેનાના શિક્ષકો ( સ્કાઉટ માસ્તરો ) આ વાત સમજે છે, અને તે કળવણી આપવા પ્રયત્ન કરે છે.

**આ કેળવણી અને ઋષિ આશ્રમ વચ્ચે સંબંધ.**

ઉપલક જોનારને આ કેળવણી પાશ્ચાત્ય દેશોનું અનુકરણ લાગે છે, પણ ખરૂં જોતા તેમ નથી. ભારતખંડના અસલ ઇતિહાસને તપાસો. યજ્ઞોપવીત થયા બાદ આર્ય બાળકો પોતાના માબાપને મૂકીને ઋષિ આશ્રમોમાં જતાં, ને ત્યાં પુસ્તકો દ્વારાજ નહિ પણ ગુરુને શ્રવણ કરીને જંગલો વગેરેમાં ફરી કુદરતનું અવલોકન કરી માનસિક જ્ઞાન મેળવતા. પોતાના સુખને સારૂ અને પોતાના ગુરૂના સુખને સારૂ જોઈતી સામગ્રી જંગલોના વિકટ રસ્તાઓમાં રાત્રે તેમજ દિવસે ફરીને પેદા કરતા. જેમ જેમ તેઓને આપદા પડતી, તેમ તેમ તેમનામાં અધિક ઉત્સાહ આવતો, અને આનંદે તે દુઃખ દૂર કરવા પ્રયત્ન કરતાને સ્વાશ્રયી બનતા. પોતે પોતાના માબાપની મોટાઇના કે તેમના ધનનો વિચાર મનમાં રાખતા નહિ પણ બધા સમાન ભાવ રાખતા અને સઘળા બાળકો દરેક જાતનું કામ કરતા. આથી તેમનામાંથી મદ, મત્સર એવા દુર્ગુણો દૂર થતાં, તેમનું મન સાંકડું ન રહેતું, ને બધા વચ્ચે ભ્રાતૃભાવ વધતો. ખુલ્લા મેદાનોમાં અનેક પ્રકારનાં કામ કરવાથી તેમની શારીરિક શક્તિ વધતી, અને તેઓ તંદુરસ્ત રહેતા. ગુરુ શિષ્યો એકઠા રહેતા તેથી તેમની વચ્ચે જેમ કુટુંબના માણસો વચ્ચે પ્રેમ હોય છે તેમ પ્રેમ થતો અને તે પ્રેમથી પ્રેરાઇ વિદ્યાર્થીઓ પોતાના ગુરૂને માન આપતા. કુદરતનું અવલોકન કરનાર અને કુદરતની સાથે ખેલનાર માણસમાં ઈશ્વર પ્રત્યે પ્રેમ આપોઆપ ઉપજે છે તેવા પ્રેમની અસર તેમના મન પર થતીને તેથી તેઓ ધાર્મિક થતા.

**આ તાલીમથી બાળકોને શું ફાયદો ?**

જે પ્રમાણે અસલના ગુરૂ આશ્રમોમાં રહી બાળકો ઉત્તમ ગુણો સંપાદન કરતા તેજ ઉત્તમ ગુણો સંપાદન કરી શકે એવી સ્થિતિમાં તેમને મૂકવા બાળસેનાના શિક્ષકો પ્રયત્ન કરે છે. બાળકોની સાથે આ શિક્ષકો નિશાળની બહાર છૂટથી એકઠા મળે છે. તેમના ગાઢ પરિચયમાં તેઓ આવે છે, બાળકો તેમને પોતાની મુશીબતો જાહેર કરે છે, શિક્ષક તેમને તે મુશીબતો કેવી રીતે દૂર કરી

શકાય તે બતાવે છે, બધા એકઠા ઉત્સાહ અને આનંદવર્ધક રમતો રમે છે, સાથે સાથે શારીરિક કસરત કરે છે, ઘરથી દૂર અજાણ્યા માર્ગે તેઓ નકશાની ને હોકાયંત્રની મદદથી ફરે છે. અજાણ્યા પ્રદેશમાં બરાબર તપાસ કરી હિમત રાખી મુકામો કરે છે. પોતાના સુખને સારૂ જોઈતી સર્વ સામગ્રી સ્વહસ્તે તૈયાર કરે છે. અને એમ કરી સ્વાશ્રયી બનવા તેઓ પ્રયત્ન કરે છે. તેઓ ભટકતા હરાયાં બાળકો નથી બનતાં, પણ તેમનામાં નેકી ઇમાનદારી મર્યાદા, ફરજનો ઉમદા ખ્યાલ, દેશપ્રેમ, ભ્રાતૃભાવ, ઈશ્વર અને રાજ્ય પ્રત્યે પ્રેમ વગેરે ઉત્તમ ગુણો આવે છે; તેઓ આનંદી, ઉમંગી ને ઉત્સાહી બાળકો બને છે; અને તેઓ તંદુરસ્ત, હિમતવાળા અને સ્વાશ્રયી થાય છે. આથી કરીને મોટા થએ જે મહાન ફરજો તેમના ઉપર આવી પડવા સંભવ છે, તે ફરજોનો બોજો પોતાના શિર પર લેવા તેઓ તૈયાર થાય છે. નાતજાતના તફાવત રાખ્યા વગર તેઓ એકઠા મળે છે અને રહે છે. દરેક જણ પોતપોતાના ધર્મની રીતે ઈશ્વરને યાદ કરે છે. આમ કરવાથી તેમનું મન સાંકડું રહેતું નથી અને તેઓ બધાનું ધર્મ તરફ વલણ રહે છે.

**બાળકોના વાલી તથા તેમના શિક્ષકોને શું ફાયદો?**

બાળસેનામાં રહેવાથી બાળકોને આ ફાયદા થાય છે ત્યારે તેમના માબાપને, તેમના શિક્ષકોને અને દેશને શા ફાયદા થવા સંભવ છે તે તપાસવાની જરૂર છે. જે બાળકો તોફાની હોય છે અટલે જેમનામાં પુષ્કળ જોર અને જુસ્સો હોય છે તેઓ ઘરમાં ભરાઈ રહેવાથી પોતાના જોરનો દુરૂપયોગ કરતા શીખે છે. બાળકોના આવા જુસ્સાને દાબી ન દેતાં તેને આવી તાલીમ આપી યોગ્ય માર્ગે વાળવામાં આવે તો તેઓ ભવિષ્યમાં દેશને ઘણા ઉપયોગી થઈ પડે છે. કેટલાક બાળકો ઘરરખુ હોય છે, અને આખો દહાડો ચોપડીમાં માથું ઘાલી બેસી રહે છે, ને છેવટે દુર્બળ, માંદા અને ઘણી બાબતમાં પરાશ્રયી થાય છે. તેઓ આ કામથી બહારની ઘણી અગત્યની બાબતોમાં રસ લેતા થાય છે, ને બહાર ફરવાની ટેવ પડવાથી આનંદી અને તંદુરસ્ત થાય છે. તોફાની બાળકોને તેમના ખરા જુસ્સાને યોગ્ય કામ મળે અને તેઓ પોતાને અને બીજાને ઉપયોગી થઈ પડે એવી તાલીમ આપનાર અને ઘરરખુ નબળા બાળકોને બહાર ફરતા કરી તેમને આનંદી અને ઉત્સાહી અને તંદુરસ્ત બનાવવા પ્રયત્ન કરનાર બાળસેનાના શિક્ષકોને ક્યા માબાપો વધાવી નહિ લે?

શિક્ષકોને પણ આથી ઘણો ફાયદો છે. જ્યારે તેઓ અને બાળકો નિશાળની

બહાર સાથે સાથે રમતો રમશે ને અનેક સારાં કામો કરશે, ત્યારે તેમની અને બાળકોની વચ્ચે એક પ્રકારની મૈત્રી થશે. બાળકો તેમને પોતાના ખરા શુભેચ્છક તરીકે માનશે, ને તેમને ઘણા ચાહશે. આ પ્રેમ થવાથી ધાક અને દાબથી જેવો બન્દોબસ્ત રાખવામાં આવે તેથી અધિક સારો બંદોબસ્ત શિક્ષક રાખી શકશે. જે જે બાળકોમાં પોતાની ફરજ, સ્વમાન વગેરે ઉમદા ગુણો કેળવ્યા હોય તે બાળકો તેમના તરફ ઉદ્ધત કદી બનતાજ નથી.

**દેશને શું ફાયદો ?**

આથી દેશને પણ ઘણો ફાયદો છે. જ્યારે બાળકો તંદુરસ્ત થાય, બીજા ઉપર નિર્બળપણે આધાર ન રાખતાં સ્વાશ્રયી થાય, તેઓને પોતાનું કામ કરી લેતાં શરમ ન ઉપજે, તેઓ થોડા ઘણા ઘરકામના અને બીજા સાદા હુન્નરો ને કારીગરી શીખે, તેઓ પોતે જ્ઞાન મેળવી જનસમાજને ઉપયોગી થવા પ્રયત્ન કરે, તેઓ પોતાની જાતને નિયમમાં રાખતાં શીખે અને બીજાઓને ખરે માર્ગે દોરતાં શીખે, તેઓ પોતાની જવાબદારી સમજે, અને તે જવાબદારી આવી પડે ત્યારે વગર અચકાએ તે માથે લઇને કામ કરે, તેઓમાં ફરજ, સ્વમાન, વિનય વગેરે સદ્‌ગુણો આવે, ત્યારે તેમની માતૃભૂમિની આબાદી અને ચઢતી વહેલી થાય છે એ નિ:સંશય છે.

**દેશજનની ફરજ.**

દરેક સ્વદેશ પ્રેમી માતાપિતા પોતાનાં બાળકને આવી કેળવણી ખસુસ આપવા પ્રયત્ન કરશેજ ને દરેક સ્વદેશપ્રેમી સન્નારી અને સજ્જન આવા કામને ઉત્તેજન આપશે એમ આ કામ માથે લેનારાએ માને છે. અને એમજ માની ઉમંગે કામ કર્યા જાય છે.

**દેશજનો કેવી રીતે મદદ કરી શકે ?**

જેઓ મોટા હોય તે આ કામમાં બાળસેનાની સભાના સભાસદ અને આશ્રયદાતા થઈને મદદ કરી શકે છે. જેમને વખત હોય તે પોતે તેવી સેનાના શિક્ષકને જોઇતી તાલીમ લઇ પોતે એક નાની સેના બનાવી બાળકોને તાલીમ આપી શકે છે. આ ઉપરાંત જ્યારે જ્યારે બાળસેનાના વીરો તેમના ગામ કે શહેરની પાસે પડાવ નાખી રહ્યા હોય, ત્યારે ત્યારે ત્યાં જઈ તેમનાં કામ જોઈ તેમને ઉત્તેજન આપવાથી તેઓ આ હીલચાલને મદદ કરી શકે છે.

**હીલચાલથી લોકપ્રિયતા.**

બાળસેનાની હીલચાલ વિશ્વવ્યાપી છે. તેમાં અપાતી કેળવણીના ફાયદા એટલા બધા છે કે દેશે દેશમાં તે દાખલ થઈ ગઈ છે. બાળવીરો જેમ જેમ કેળવાતા જાય તેમ તેમ તેમને અમુક ચાંદો એનાયત કરવામાં આવે છે. તે બાળવીરોને તેમના જ્ઞાન પ્રમાણે તરુણ, બીજા દરજ્જાના બાળવીરો, ને પહેલા

દરજ્જાના બાળવીરો કહેવામાં આવે છે. આ ઉપરાંત જો કોઈ વિષયમાં તે ખાસ પ્રવીણ થાય તો તે બદલ તેમને પ્રમાણપત્ર અને ચાંદ આપવામાં આવે છે.

**બાળવીરોનો પહેરવેશ.**

ધીમે ધીમે બાળવીરની સેનામાં જોડાવાને માટે દેશનાં બાળકો લલચાય છે. તે વીરોના પોશાક તરફ ખાસ લક્ષ દેવાની જરૂર છે. તેમના પોશાકમાં જે ચીજો જોઈએ તે સસ્તી, ટકાઉ, મેલખાઉ ને સહેલાઈથી હાથે ધોઈ શકાય તેવી જોઇએ. આખી ટુકડીનો પહેરવેશ એકજ રંગનો હોય તો ટુકડી ઠીક દેખાય એ વાત પણ ભૂલવી જોઈએ નહિ.

**જરુરી ચીજો.**

૧ માથા ઉપર બાળવીરની ખાસ ટોપી આવે છે. તે અથવા ચપટી ટોચવાળી ખાખી ટોપી, જેની ચામડાની નાની પટી હડપચીએ ભેરવવાથી ટોપી માથા સાથે સજ્જડ બેસી રહે છે. હિંદુસ્તાનના બાળવીરો પોતાનો સ્વદેશી પોશાક પસંદ કરે છે, તેથી તેઓ માથે લીલા, ભુરા, ખાખી, કે ગેરા કેસરી રંગનો ફેંટો બાંધી શકે. ચૌદ હાથ અને પાકા રંગના ફેંટાના લગભગ ૨) રૂપીઆ પડે છે. માથે કંઇ પહેરવું કે નહિ તે ઇચ્છાનુસાર છે. પણ જો પહેરવામાં આવે તો ઉપર જણાવેલી ચીજો પૈકીજ પહેરી શકાય.

૨ ગળેબંધ ત્રિકોણાકારનો રૂમાલ ચાલશે. તેનો રંગ દરેક ટુકડીવાર જુદોજુદો હોય છે. તેને ગરદનની આસપાસ બાંધવામાં આવે છે. તેની એક ઢીલી ગાંઠ ગળાની પાસે વાળવામાં આવે છે, ને તેના બે છેડા પાછા એકઠા કરી ત્યાં બે ગાંઠો વાળવામાં આવે છે. આની કિંમત છથી સાત આના પડે છે.

૩ શર્ટ યા કોલરવાળુ પહેરણ. ભૂરા, ખાખી, કે લીલા રંગનું શર્ટ જોઈએ તેને છાતી ઉપર બે બાજુએ બટનવાળા ખીસા જોઈએ. જો ઇચ્છા હોય તો ખભા ઉપર પટીવાળાં શર્ટ પણ શીવડાવી શકાય. શર્ટનું સારામાં સારૂ ખાખી કપડુ દસથી બાર આને વાર મળે છે, એટલે એક શર્ટની કિંમત રૂ. ૨) થાય. આવા બે શર્ટ હોય તો વારા ફરતી રોજ પહેરી શકાય. આપણા દેશમાં એવાં સારાં ખાખી કપડાં ઘણાં બને છે ને તે લઈ શકાય. જો કોઈની ઇચ્છા ગમે તે જાતનું સફેત કપડુ લઈ ખાખી કે ઉપર જણાવેલા રંગો પૈકી કોઈ પણ રંગનું રંગાવીને તેના ખમીસ કરાવવાનું હોય તો તે પણ ચાલશે.

૪ ટુંકી ચદ્દી. ખાખી કે ઘેરા ભૂરા રંગની ચદ્દીઓ ચાલશે. જાડુ ખાખી કપડુ જો હિંદુસ્તાનમાં બનેલું લેવામાં આવે તો કિંમત વારના ૧) રૂપીઆથી સહેજ વધારે પડે છે. આખી ચદ્દીમાં દોઢવાર જાય તો રૂ.૧ાા નું કપડું આવે ને તેની છ આના સિલાઇ થાય. એટલે એક ચદ્દાની કિંમત રૂ. ૨) થી વધારે નહિ થાય. તૈયાર ખાખી કપડાં મળે છે. બીજાું કોઈ જાડું કપડું લઈ ખાખી રંગવામાં આવે તો તે પણ ચાલશે. રંગીન કપડું મેલ-ખાઉ હોવાથી તે પસંદ કરવા જોગ છે.

૫ કમરપટો. પીળા ચામડાનો કડીઓવાળો કમરપટો જોઇએ, જેની કિંમત લગભગ દસથી બાર આના પડે છે. સારા ભારે પટાની કિંમત દોઢ રૂપીઆ સુધી પડે છે.

૬ ઉપલી પાંચ ચીજો સિવાય લીલા કે ખાખી કે કોઇ પણ ઘેરા રંગના જાડા ઘુંટણ સુધીનાં મોજાં જોઈએ, ને તેને પહેરીને ઘુંટણ નીચે બેવડા વાળી દેવા. મોજાં ન હોય તો હરકત નથી. જો તમે મોજાં લો તો તે મોજાંની કિંમત બાર આનાથી એક રૂપીઓ પડે. પણ આ જરૂરીઆતની ચીજ નથી.

૭ પગે જો મોજાં અને જોડા ન હોય તો ચંપલ પણ ચાલશે. જો મોજાં હોય તો પીળા કે કાળા રંગના ચામડાના બૂટ પહેરવા.

૮ હાથમાં એક વાંસનો પાંચ કે સાડા પાંચ ફુટ ઉંચો મજબુત દંડો જોઈએ. જો બચ્ચાં નાનાં ને નીચાં હોય તો નાનો દંડો ચાલશે.

૯ દરેક બાળવીરે પોતાની ટુકડીના રંગની છ ઇંચ લાંબી ને અડધો ઈંચ પહોળી પટીઓ ખભેથી લટકાવવી જોઇએ,કે જેથી તે કઈ ટુકડીના છે તે જણાઈ આવે.

૧૦ જો બની શકે તો પોતાની સેનાનો નંબર છાપેલો હોય કે ભરેલો હોય એવી એક પટી જમણા ખભા ઉપર ચોટવી કે તે કઈ સેનાનો છે તે ખબર પડી આવે.

આ ઉપરાંત સ્કાઉટની મરજી હોય તો તે બગલથેલી, એક સિસોટી, બાંધવાને સારૂ દોરી, સિસોટી, ચપ્પુ, કુહાડી ને વોટર બોટલ ( પાણીની સીસી ) રાખી શકે.

યુનિફોર્મનું નામ સાંભળી ગભરાવા જેવું નથી. આ ચદ્દી, પહેરણ વગેરે અમે ત્યારે પહેરી શકાય છે. બાળકો આ કપડાં પહેરીને નિશાળે જઈ શકે છે

અને તે કપડાં પહેરાવ્યાથી તેમને રમતાં અને દોડતાં હરકત પડતી નથી. કપડાં જાડાં અને મજબુત મેલખાઉ રંગનાં હોવાથી વહેલાં ફાટતાં નથી કે રોજ ગંદાં થઈ જતાં નથી. આ બધા કપડાંની એકંદર કિંમત રૂ. ૧૦) ને આસરે થાય એમ છે.

બાળસેનાના શિક્ષકોએ યુનિફોર્મને માટે આગ્રહ કરવો નહિ. જો ખાખી ખમીસ અને ખભાપટી હોય તો ચલાવી લેવું. ધીમે ધીમે કામ કરવું અને જો કામ બરાબર ચાલશે તો માબાપો પોતે તેમાં રસ લેશે, અને જોઈતો યુનિફોર્મ શીવડાવવાની ગોઠવણ કરશે.

આ યુનિફોર્મ પહેરીને બાળવીર ગમે ત્યાં જઈ શકે છે. રાજકીય ચળવળમાં ભાગ લેવાને તે આ યુનિફોર્મમાં જઈ શકતા નથી, કારણ કે આ હીલચાલને રાજકીય ચળવળ સાથે કોઈ જાતનો સીધો સબંધ નથી. ધાર્મિક, સામાજિક વગેરે સઘળી ચળવળ વખતે બાળવીર પોતાના યુનિફોર્મ પહેરીને હાજર થઈ શકે છે.

**સેનાઓની રચના.**

દરેક સેનામાં બે અથવા વધારે જુથ કે ટુકડીઓ (Patrol પેટ્રોલ) હોય છે. દરેક સેનાના ઉપર સેનાશિક્ષક હોય છે. તેના હાથ તળે જરુર પડે તો મદદનીશ સેનાશિક્ષક હોય છે. જો કોઈ સેનામાં ત્રણ કરતાં વધારે ટુકડીઓ હોય તો જરૂર એક વધુ મદદનીશ સેનાશિક્ષક રાખવો.

સેનાના સામાન વગેરેની દરકાર રાખવા સારૂ સેનાના બાળકોમાંથી એક નાની મંડળી ચુંટી કાઢવાની જરુર છે.

સેનાની દરેક ટુકડીમાં એક ટુકડીનો નાયક, એક ઉપનાયક ને બીજા છ બાળકો હોય છે.

દરેક ટુકડીનાં નામ જાનવરો ઉપરથી પાડવામાં આવે છે. દરેક ટુકડીને પોતાને આપેલા નામના જાનવરનો અવાજ કરતાં આવડવો જોઈએ. દરેક ટુકડીને ઓળખવા સારૂ તેમાંના બાળકોને ડાબે ખભે ઝુલતી ટુકડીના રંગની પટ્ટીઓ વળગાડવામાં આવે છે. આ ઉપરાંત દરેક ટોળીના વાવટાના ઉપર પોતાની ટુકડીને જે જાનવરનું નામ આપેલું હોય તેનું ચિત્ર રાખવામાં આવે છે. નીચેની જાતનાં જાનવરોનાં નામ આપી શકાય, આ ઉપરાંત બીજાં નામો આપવાં હોય તો હરકત નથી.


દીપડો
વનકબુત્તર
જરખ
શિયાળ
બાજ
ઑટર
સીલ
પફિન
ભેંસ
સાપ
નોળિયો
નાગ
કાંગારૂ
બાલવીરનાં ચિહ્નો
કોયલ
બીવર
બૅજર
લક્કડખોદ
ચામાચીડિયું
ઘેટે
મોર
આકાશીચકલી
બીલાડો


લોંકડી
સાબર
હાથી
રીંછ
હરણ
ગેંડો
વાઘ
બગલો
જંગલીરીંછ
ગોધો
હીપ્પો
શિકારીકુતરો
ઘુવડ
કાગડો
મગર
સિંહ
કલ્હું
ઘોડો
વરૂ
ગરૂડ

| નામ. | તેનો અવાજ. | અભાની પટીનો રંગ. |
|---|---|---|
| ઘેટો | બાઆઆઆ | ભૂખરી |
| મોર | બીઉવાક | લીલીને ભૂરી |
| આકાશંચકલી | ક્વીક્વી | ઘેરા આસમાની |
| બીલાડા | મીઆઉ | રાખોડીને ભૂખરી |
| લોકડી | હા-હા-હા-હા | પીળીને રાખોડી |
| સાબર | બાઓ | કાળીને વાયોલેટ |
| હાથી | ટ્રેમ્પ ઓમ્પર | સફેતને જાબુડીઓ |
| રીછ | બૂરર. (ગળામાથી) | કાળીને ભૂખરી |
| હરણ | મીઆવોક | ઘેરી આસમાની ને ધોળી |
| ગેંડો | વોર-વોરરર | નારંગીને આસમાની |
| વાઘ | ગ્રાઓઓ | વાયોલેટ |
| બગલો | કોરરર | ભૂરીને ધોળી |
| જંગલી રીછ | બૂરબૂર | રાખોડીને ગુલાબી |
| ગોધા | મેરા માફક | ,, |
| હીપ્પો | ભ્રુસસસ | ગુલાબી ને કાળી |
| શિકારી કુતરો | બાઉ-વાઉ | નારંગી |
| ઘુવડ | (શીશોટી જેવા અવાજ) કુટ કુટકુ | આસમાની |
| કાગડો | કા-કા-કા. | કાળી |
| મગર | હુઆર ( કર્કશ અવાજ ) | ખાખીને લીલી |
| સિંહ | ઈ યુ યુ ઘ ( ગળામાથી ) | પીળીને લાલ |
| ઘોડો | (ખોંખારતું) હી-ઈ-ઈ | કાળીને સફેત |
| વરૂ | હાઉઉઉઉ | પીળી ને કાળી |
| ગરૂડ | તિક્ષ્ણ ક્રીઈઈઈ | લીલી ને કાળી |
| દીપડો | (મોમાં જીભ ભેરવીને) કોઉક | પીળી |
| વન કબુતર | બૂકહૂરહુ | ભૂરી અને રાખોડી |
| જરખ | (હસતા હોય તેમ) ઊઉન્હા- ઊન્હા-ન્હા | પીળીને સફેત |
| શિયાળ | (હસતા હોય તેમ) ઉવાહ- ઉવાહ-ઉવાહ | કાળી ને રાખોડી |

| | | |
|---|---|---|
| બાજ ને ગીધ | ક્રીઈઈઈ | લાલ |
| ઓટર | હુવા-વા-વાક | ભૂખરીને કાળી |
| સીલ | હાર્ક | કાળી ને લાલ |
| પીવીટ (ટીટોડી) | ટીવીટ-ટીવીટ | લીલી ને સફેત |
| નાળીઓ | ચીઈઈ (દાત હાળી મહીં પવન ખેંચવો) | નારગીને ભૂખરી |
| નાગ | (સુસવાટ કરતો અવાજ) | નારગી ને કાળી |
| બેશ | (ગળામાથી) અમ હાઉ | લાલ |
| સાપ | (કાકરા દાભડીમાં ભરી ખખડાવવા) | લાલચોળ ને સફેત |
| કાગારૂ | કુઇ | લાલ ને રાખોડી |
| લક્કડ ખોદ | (અવાજ કરવો અઘરો છે) | વાયોલેટ ને લીલી |
| બીવર | (તાલીનો અવાજ) | ભૂરીને પીળી |
| કોયલ | કુકકૂ | રાખોડી |
| બેજર | ચીટાટ | સફેત ને મોવ. |
| ચામાચીડીયુ | (તીણો) પીટઝ પીટઝ | આછી આસમાની ને કાળી |

———o———

પોતાની ટુકડીને જે જનાવરનું નામ આપ્યું હોય તે જનાવરનું આખું ચિત્ર કે તેના માથાનું ચિત્ર દોરતાં દરેક બાળવીરે શીખવું જોઈએ.

લાયક બાળવીર બનવા સારૂ દરેક બાળવીરે બાળસેનાના નિયમો પાળવા જોઈએ, તેની નિશાનીઓ ઓળખવી જોઇએ, જુદી જુદી સલામો કરી જાણવી જોઈએ, તરેહ તરેહની ગાંઠો બાંધતાં આવડવી જોઈએ, અને આનદથી નિયમ પ્રમાણે વર્તી કોઈ પણ કામ પાર ઉતારવા તત્પર રહેવું જોઈએ.

**ચેતવણી.** જ્યારે કોઇ પણ બાળક બાળવીર સંસ્થામાં જોડાય, ત્યારે તેણે ખાસ સમજવું જોઇએ કે તે આ વિશ્વવ્યાપી સંસ્થાનો એક અગત્યનો સભ્ય છે. તેવી સંસ્થામાં દાખલ થએલા સર્વ બાળકો એવી આશા રાખે છે કે તે એવાં કામો કરશે કે તે સંસ્થાની કીર્તિ ઝળહળી ઉઠે. આથી દરેક બાળવીરે પોતે મજબુત, ચપળ, પ્રામાણિક, સાચા, મન

અને વાણીમા શુદ્ધ, અને દરેક રીતે ઉમદા શહેરી થવા પ્રયત્ન કરવો જોઈએ; અને પોતા કરતા નબળા અથવા આફતમાં આવી પડેલા દરેકને મદદ કરવા તેમણે એક પગે તૈયાર રહેવું જોઈએ. આ સસ્થામાં જોડાઈ જે જવાબદારી પોતે માથે વહોરી લે છે, તે તેણે સમજવું જોઈએ. જો તે સ્વાર્થી થાય કે નીચ કામ કરે તો પોતાની આબરૂને કલંક લગાડે છે એટલુંજ નહિ પણ આખી સસ્થાની આબરૂને ઝાંખી પાડે છે.

કોઈ પણ બાળક બાળવીરોના પોશાકમા સજ્જ થઇને ફરી શકે ને તે સંસ્થા તરફથી મળતા અનેક ચાંદો લટકાવી શકે પણ જો દરેક પળે તે સસ્થાના ખાસ નિયમો પાળે નહિ તો તે કઈ પણ ખરો આબરૂદાર બાળવીર કહી શકાય નહિ.

જો કોઈ બાળવીરને કઇ પણ હરકત હોય તો તેણે પોતાની મુસીબતો બેધડક પોતાની ટુકડીના ઉપરીને અથવા સેનાના નાયકને જણાવવી, અને તેઓએ તેની મુસીબતો દૂર કરવા ખાસ પ્રયત્ન કરવા જોઈએ. તેઓ પોતે એવી મુસીબતોમાંથી પસાર થયા છે, અને તેમની મદદથી બીજા પણ પસાર થઈ શકશે.

આ સસ્થામા સ્થૂલ અને આળસુ બાળકને માટે સ્થાન નથી. પૈસાદાર હોય, ગરીબ હોય, રાજા હોય કે રંક હોય એ દરેકને માટે એકજ નિયમ છે. દરેકે સસ્થાના નિયમો પાળવાના છે. તે બધા એક બીજાના ભાઈઓ છે એમ એમને વર્તવાનું છે.

બાળવીર સંસ્થા ધર્મથી વિમુખ નથી. તેથી તેમની કેળવણીમાં ધાર્મિક કેળવણીની જરુર છે. જો આખું લશ્કર એકજ ધર્મમાં હોય તો તેમણે પોતાના ધર્મ પ્રમાણે સવાર સાંજ પ્રાર્થના કરવી જોઈએ. જો જુદા જુદા ધર્મના માણસોનું લશ્કર બન્યું હોય, તો નીચે નમુનામાં સમજાવ્યા પ્રમાણેની પ્રાર્થના કરવી. પ્રાર્થનાનું સ્વરુપ એવું હોવુ જોઈએ કે દરેક ધર્મવાળા વગર અચકાયે તે પ્રાર્થનામાં ભાગ લઈ શકે.

( નમુનાની પ્રાર્થના ) * ( સવારમા )

( ૧ )

હે સર્વ શક્તિમાન પ્રભુ ! સત્કાર્યમાં પ્રવૃત્તિ કરાવો, અસત્કાર્યમાંથી નિવારો અસત્ય અને પાપમાંથી બચાવો. સદ્‌વિદ્યાની વૃદ્ધિ કરો. તારા તરફની વિશુદ્ધ ભક્તિ,

---

* આ પ્રાર્થનામાં સમયાનુસાર અને બાળકની શક્તિ અનુસાર ફેરફાર કરી શકાય.

અશક્ત અને અસહાય પ્રતિ દયા, માનનીય તથા મુરબ્બી પ્રતિ નમ્રતા અને દુઃખિત પ્રતિ સહાયક વૃત્તિને પોષો, બીજાના દોષો જોતાં અટકાવો, અને સર્વ જગતના પ્રાણિમાત્ર તરફ પ્રેમની લાગણી પ્રકટાવો.

હે શક્તિના ભંડાર! ચૈતન્યસ્વરૂપ પરમાત્મન્! તમારી અખૂટ શક્તિ વડે, મારા શરીરમાંથી જડતા, આળસ, અનારોગ્ય વગેરે દૂર કરી અપ્રતિમ તેજ, ચૈતન્ય, આરોગ્ય અને જ્ઞાનની વૃદ્ધિ કરો, તથા દિવસનું દરેક કાર્ય મારા આત્માના ઉત્કર્ષ અને ભૂતમાત્રના ભલાને માટે કરવાની બુદ્ધિ આપો.

ઇતિ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

( ૨ )

બાળપ્રાર્થના ( રાત્રિની )

હે સત્ ચિત્ આનંદ સ્વરૂપ અખિલ વિશ્વના પાલક પ્રભુ! આજના દિવસનું કાર્ય તમારી કૃપાથી પૂર્ણ થયું છે. મારા બંધુજનોની સેવામાં યત્ કિંચિત્ કાર્ય જે કાંઈ મારાથી થયું હોય તે માટે હું તમારો ઉપકાર માનું છું. અને મારી ફરજમાં જાણે અજાણે ચૂકયો હોઉં તે માટે માફી ચાહુ છું. હે દયાળુ પ્રભુ! તારો વિશુદ્ધ પ્રેમ મારા પર વિસ્તાર અને મને શારીરિક અને માનસિક શાન્તિ આપ, કે જેથી બીજા દિવસના કાર્યમાં સંપૂર્ણ ચૈતન્યથી સેવાભાવનાથી, શુદ્ધ વૃત્તિથી ને પૂર્ણ ઉત્સાહથી જોડાવાને તત્પર થઈ શકું.હે શાંતિના સાગર! સમસ્ત જગતને પરમ શાન્તિ આપ. અને પ્રાણિમાત્રને અરસપરસ વિશુદ્ધ પ્રેમથી જોડ કે જેથી અમે સૌ કર્તવ્યપરાયણ થઈ તારા કાર્યમાં પ્રેમથી જોડાઈ રહીએ.

ઇતિ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## પ્રકરણ ૩ જું.

### ટેન્ડર ફુટ અથવા તરૂણ વીર.

આ બાળસેનાના મહામંડળમાં જોડાનાર જુદા જુદા બાળવીરોને તેમની ઉમર અને અભ્યાસ પ્રમાણે જુદાં જુદાં નામ આપવામાં આવે છે.

૭ થી ૧૨ વર્ષની ઉમરનાં બાળવીરને અંગ્રેજીમાં “ કબ ” કે “વુલ્ફકબ” અને ગુજરાતીમાં ફક્ત ‘ન્હાર બાળ’ કહેવામાં આવે છે. ૧૧ થી ૧૭ વર્ષની ઉમરના

બાળવીરને અંગ્રેજીમાં "બોયસ્કાઉટ" અને ગુજરાતીમાં 'બાળવીર' કહેવામાં આવે છે. ૧૭ વર્ષથી વધારે ઉંમરના ને અંગ્રેજીમાં 'રોવર' અને ગુજરાતીમાં 'યુવકવીર' કહેવામાં આવે છે.

તરૂણને નીચે પ્રમાણે અભ્યાસ કરવો પડે છેઃ—

૧ નીચે બતાવેલા બાળવીરના ૧૦ કાયદા, અને તેના અર્થ આવડવા જોઇએ, અને તે નિયમો પ્રમાણે તેણે વર્તવું જોઈએ.

(૧) બાળવીરનું વચન વિશ્વાસને પાત્ર હોવું જોઈએ.

(૨) બાળવીરે પોતાના રાજાને, દેશને, મંડળના અમલદારોને, માતાપિતાને, પોતાના અધિકારીઓને તથા પોતાના હાથ નીચેના માણસોને વફાદાર રહેવું જોઈએ, એટલે તેમના તરફ પોતાની જે ફરજો હોય તે અદા કરવી જોઈએ.

(૩) બાળવીરે બીજાને ઉપયોગી થતા રહેવું જોઇએ, અને સૌ કોઈને સહાય કરવી જોઈએ.

(૪) બાળવીર સર્વનો મિત્ર છે, અને બીજા બાળવીરોનો તે ભાઈ છે, પછી તે બાળવીર ગમે તે દેશનો કે ગમે તે નાતનો હોય.

(૫) બાળવીરે હમેશાં વિનયશીલ રહેવું જોઈએ.

(૬) બાળવીરે પ્રાણિમાત્ર ઉપર દયા રાખવી જોઈએ.

(૭) બાળવીરે માબાપ, ટુકડીના નાયક, તથા સ્કાઉટ માસ્તરની આજ્ઞા માનવી જોઈએ.

(૮) બાળવીરે ગમે તેવા સંજોગોમાં હસતા અને આનંદી રહેવું જોઈએ.

(૯) બાળવીરે કરકસરીઆ થવું જોઈએ.

(૧૦) બાળવીરે વિચાર, વાણી અને કર્મમાં શુદ્ધ રહેવું જોઇએ.

૨ દરેક બાળવીરને બાળવીરની નિશાનીઓ-સલામ, અને તેમનો ઉપયોગ આવડવો જોઈએ.

દરેક મંડળમાં અમુક નિશાનીઓ હોય છે. અને બાળસેનાના બાળવીરો બહાર ફરવા ગયા હોય ત્યારે નીચેની નિશાનીઓ વાપરે છે. આ નિશાનીઓ તે જમીનપર, ઝાડપર કે દિવાલપર કરે છે; કે જેથી તે જોઈને મંડળના બીજા સભ્યોને જોઈતી ખબર મળે છે. રાત્રિના વખતમાં આવી નિશાનીઓ લાકડી અથવા પત્થર ઉપર બાંધીને મૂકી શકાય છે.

નિશાનીઓ કે સંજ્ઞાઓ.　　તેના અર્થ.

 આ રસ્તેથી જતાના×

 અણીવાળી દિશામાં જાઓ×

 અણીવાળી જગાએ ત્રણ કદમ દૂર કાગળ છે તે વાંચજો×

 હુ ઘેર ગયો છું×

 નદી અહીં ઓળંગારો.

 નજીકમાં અણીવાળી દિશામાં સારૂં પાણી છે.

 આ પાણી સારૂં છે.

 ઘણું દૂર અણીવાળી દિશામાં સારૂં પાણી છે,

 ( ગોઠવેલા પત્થરા ) અમારામાંનો એક માંદો થયો છે તેથી અહીં મુકામ કરી રહેલા.

સંજ્ઞા　　અર્થ

 શાન્તિ　　૫

 લડાઇ કે તોફાન



અમદાવાદની ત્રીજી સેનાનો હાથી ટુકડીનો પાંચમો બાળવીર.
૩ (અમદાવાદ)

 અહીં રાહ જોજે.

 અહીંથી અમારા બે ભાગ પડયા છે. ચાર એક દિશામાં ત્રણ બીજી દિશામાં ગયા છીએ.

 અમારો મુકામ અણીવાળી દિશામાં છે.

× પાસ થવાને સારૂ આ પહેલી ૪ નિશાનીઓ જાણવી જોઈએ ને સારા બાળવીર થવા સારૂ બધીજ નિશાનીઓ જાણવી જોઈએ.



ઇંગ્લંડના સેંટ જ્યોર્જનો વાવટો



સ્કૉટલંડના સેંટ ઍન્ડ્રુનો વાવટો

યૂનિયન જૅક અસલમાં તો ઇંગ્લંડ, સ્કૉટલંડ અને આયર્લંડ એ ત્રણે દેશોના વાવટાઓ મળીને થએલો, અને તે ગ્રેટબ્રિટન અને આયર્લંડના વાવટા ગણાતો. પણ હાલ તો તે આખા બ્રિટિશ સામ્રાજ્યનો વાવટો ગણાય છે. તેથી સામ્રાજ્યમાં વસતા બાલવીરો તેને પોતાના તંબુ આગળ ફરકાવે છે. વાવટો ફરકાવતી વખતે એટલું ખાસ જોવું કે સફેદ રંગની પહોળી પટ્ટીવાળો ભાગ કાઠીની ટોચ આગળ આવે. જો તેથી ઉંધો વાવટો ફરકાવીએ તો ભયની નિશાની ગણાય.



આયર્લંડના સેંટ પેટ્રિકનો વાવટો



યૂનિયન જૅક

## સ્કાઉટની સલામ.

(૧) સ્કાઉટની પાસે લાકડી હોય ત્યારે તે જમણા હાથમાં લાકડી પકડી ડાબા હાથની પહેલી ત્રણ આંગળીઓ જમણા પડખાના મધ્ય ભાગમ લાકડીને અડકાડી સલામ કરે છે.

(૨) લાકડી ન હોય ત્યારે જમણા હાથની ત્રણ આંગળીઓ ખુલ્લી રાખી અને છેલ્લી આંગળી અને અંગુઠો વાળી રાખી સામાન્ય સલામની માફક સલામ કરે છે.

(૩) ત્રણ આગળીઓ ખભા સુધીની ઉંચાઇએ રાખી સલામ કરે તેને અડધી સલામ કહેવામાં આવે છે.

દિવસમાં પહેલી વખત પોતાના મિત્ર અથવા અજાણ્યા માણસને તે મળે તો અડધી સલામ કરે છે. અને પોતાના મંડળના કોઇ અધિકારીને મળે તો આખી સલામ કરે છે.

કોઇ પણ વાવટો ઉંચે ફરકાવવાને સારૂ પ્રથમ તો એક ઉંચી કાઠીને છેડે ગરગડી રાખી તેમાંથી લાંબુ દોરડું પસાર કરી તેના બન્ને છેડા નીચે લટકતા રાખવા. ત્યારબાદ તે વાવટો લઈ તેને ઉભો બેવડો અને વળી પાછો બે બેવડો એટલે ખરૂં જોતાં તેને ચોવડો વાળવો જોઈએ. પછીથી તેને એક માણસ પાસે સામેથી પકડાવી બીજે છેડેથી ગોળ લપેટી લેવો. જે બાજુ કાઠીની પાસે આવવાની હોય તેની ધાર ઉપર રહે તે જોવું. વાવટાની ઉપરનો છેડો દોરડાના ઉપર લીધેલા છેડા સાથે બાંધવો ને નીચેનો છેડો બીજા છેડા સાથે બાંધવો. પછીથી નીચેના છેડા સાથે બાંધેલા દોરડાના છેડા પાસેની દોરીનો એક આંટો વાવટાના પીંડાના ઉપર લઈ તેના દબાણમાં દોરડાને બેવડું વાળી ભરાવી દેવું. પછીથી તે પીંડો સાચવીને ઉપર ખેંચી લેવો ને તે બરાબર ઉપર પહોંચે એટલે જે ભાગ વાવટા ઉપર લપેટેલો છે તે તરફના દોરને સહેજ ખેંચવો એટલે વાવટો છુટો થઈ જઈ ફરકવા માંડશે. *

રીફ ગાંઠ, શીટબેન્ડ, શીશરમેન, કલોવહીચ, શીપશેન્ક અથવા ભરવાડની ગાંઠ તથા બોલીન એ ગ્રંથિઓ આવડવી જોઈએ.

* યુનિયન જેક સારૂ સાથેના પૃષ્ઠપરનું ચિત્ર જુઓ.

(૧) રીફ નામની ગાંઠ–એક સરખી જાડાઇના બે સુકાં દોરડાંને બાંધવા માટ કામમાં આવે છે. આ ગાંઠ સરકી જતી નથી. અને ઝટ છુટી કરી શકાય છે.

(૨) શીટ બૅન્ડ–જુદી જુદી જાડાઈના દોરડાં બાંધવામાં વપરાય છે,

(૩) ફીશરમેન–માછીની ગાંઠ છે.

(૪) ઘોડાગાંઠ ( ક્લોવ હીચ ) ખીલા અથવા લાકડા સાથે દોરડું બાંધવું હોય, ત્યારે વપરાય છે. આપણા ખેડુતોને તે ગાંઠ સારી આવડે છે.

(૫) દોરડું કાપ્યા વગર ટુંકું કરવું હોય તો તેમ શીપ શૅન્ક નામની ગાંઠ જે ભરવાડ લોકો વાળે છે તે ગાંઠ વાળીને કરી શકાય છે.

(૬) સરકી ન જાય તેવો ગાળો બનાવવો હોય તો બોલીન ગાંઠ વાળવી.

આટલી ગાંઠો દરેક જણને અવશ્ય આવડવી જોઈએ. આ ઉપરાંત બીજી જાતની પણ ગાંઠો છે. તે દરેકનાં નામ અને વાળવાની રીત પૃષ્ટ ૨૧ પરના ચિત્રમાં જોવાથી માલમ પડશે.

(૧) સાદી ગાંઠ (૨) બેવડો વળ દઈને વાળેલી ગાંઠ. આ બે ગાંઠો દોરડાના છેડાનો વળ ન ઉકલી જાય તે સારૂ વાળવામાં આવે છે. (૩) ટીમ્બર હીચ–Timber Hitch સુતારી ગાંઠ જ્યારે લાકડું ઉંચે ચઢાવવું હોય ત્યારે વાળવામાં આવે છે. (૪) અને (૫) ક્લોવહીચ=ઘોડાગાંઠ, (૬) બોલીનની શરૂઆત. (૭) બોલીન, (૮) બોલી Bowline on a bight(બોલીન ઑન એ બાઈટ)બેવડી બોલીન અથવા ગાળા ઉપરની બોલીન, જે બોલીન કરતાં મજબુત છે ને માણસોને માલપરથી ઉતારતી વખતે કામ લાગે છે. (૯) રીફ નૉટ, (૧૦) શીટ બૅન્ડ, (૧૧) Harness hitch હાર્નેસ હીચ જ્યારે માણસને એક્કા સાથે જોડવામાં આવે ત્યારે વાળવામાં આવે છે ને ગાળો તેના ખભાઓમાં ભેરવવામાં આવે છે. (૧૨) Hawser band= ( હૉસર બૅન્ડ ) જ્યારે બે જાડાં દોરડાં જોડવાં હોય ત્યારે આ ગાંઠ વાળવામાં આવે છે. (૧૩) બેવડી શીટ બેન્ડ જુદી જુદી જાડાઈનાં ભીનાં દોરડાં બાંધવાં સારૂ. (૧૪) બેવડી ગાંઠ છુટા છેડા સંકેલી લેવા સારૂ, (૧૫) આમળો લઈને બેવડી ગાંઠ આંચકો આવતાં ન છુટે એવી ગાંઠ. (૧૬) ફીશરમૅન્સ બેન્ડ--માછીની ગાંઠ--જ્યાં ખેંચતાણ થતી હોય ત્યાં એ ન છુટે એવી ગાંઠ. (૧૮) શીપશૅન્કની શરૂઆત. (૧૯) શીપશૅન્ક.



જુદી જુદી જાતની ગાંઠો. ( પૃષ્ઠ. ૨૦ )

ગાંઠોનો ઉપયોગ કરતાં આવડવો જોઈએ. ગાંઠો દોરડાની બાંધતાં શીખવવું. સુતરનાં, ભીંડીનાં કે સણનાં ને કાથાનાં દોરડાંઓમાં ભાંડીનાં દોરડાં મજબુત છે અને એ ત ઋતુમાં બરાબર કામ આવે છે. બીજી જાતનાં તટલાંજ જાડાં દોરડાં

કરતાં આ જાતનાં દોરડાં વધારે ભાર ઝીલી શકે છે. આથી કરીને ખેડુતો આ દોરડાં ખાસ પસંદ કરે છે. વહાણમાં પણ આવાં દોરડા ઘણાં પસંદ કરવામાં આવે છે. સારામાં સારૂ શણ ફીલીપાઈનના બેટમાં થાય છે, તેથી તે દેશના મુખ્ય ગામ મેનીલા ઉપરથી તે શણના દોરડાને મેનીલા રોપ એટલે મેનીલાના શણનું દોરડું એવું નામ આપવામાં આવ્યું છે. શણના તાર એકઠા કરી આમળવાથી એક દોરી થાય છે. આવી ત્રણ દોરીઓ એકઠી કરી આમળવાથી દોરડું થાય છે. સાધારણ દોરડાં એવી ત્રણ દોરીઓનાં જ હોય છે. દોરડાંની અંદરની દોરીઓ ઘણું કરી ડાબી તરફથી જમણી તરફ અમળાએલી હોય છે. જ્યારે ગાંઠ વાળવા બેસીએ ત્યારે કઈ તરફનો વળ છે તે જોયા પછી નક્કી કરવું. વળની વિરૂદ્ધ ગાંઠ વાળવી નહિ.

આ ઉપરાંત દરેક બાળવીરે દોરડાં ઉકલી ન જાય તે સારૂ તેના છેડે દોરી વીંટતાં શીખવું જોઈએ, અને તેને સારૂ નીચેની રીત કામે લગાડવી. પહેલાં એક દોરીના છેડાનો થોડોક ભાગ દોરડાના છેડા ઉપર એવી રીતે મૂકવો કે દોરીના છેડાનો કેટલોક ભાગ દોરડાના છેડાની આગળ લટકતો રહે, પછીથી દોરડાના છેડાની થોડેક ઉંચેથી દોરડાની આસપાસ દોરી એવી રીતે સખત લપેટતા જવી કે દોરીનો જે ભાગ દોરડા ઉપર હોય તે દબાઈ જાય. સાત આંટા લપેટવાથી કામ સરશે, પછીથી લટકતા છેડાને બેવડો વાળીને તે વીંટેલી દોરીના ઉપર મૂકવો, અને તેનો છેડો પાછો લટકતો રાખવો. ત્યારબાદ દોરી સખત લપેટતા લપેટતા ઉપર સુધી જવું, ને જ્યાં છેક ઉપર ગયા એટલે તેને કાપી લઈ તેનો તે છેડો પહેલી વાર લપેટેલી દોરી ઉપર જે બેવડી વાળીને દોરી મૂકી હોય તેના ગાળામાં ભેરવી દેવો, અને તે દોરાનો છેડો જે દોરડાની નીચે લટકતો હોય તેને જોસથી ખેંચવો, એટલે વીંટેલી દોરીનો છુટો છેડો તેના પોતાના આમળાની અંદર ભરાઇ જશે. પછી જે છેડો યા છેડા લટકતા રહે તે કાપી નાંખવા. આમ કર્યાથી દોરડાના વળ ઉકલી જશે નહિ, ક્રિકેટના બેટ ઉપર જેમણે દોરી બાંધી હશે તે આ કામ **સહેલાઈથી કરી શકશે.**

૫ ઝડપથી અને સફાઈથી ફેંટો બાંધતાં આવડવું જોઈએ. ફેંટાનો રંગ લીલો, ખાખી, ભુરો અથવા વાદળી ચાલે.

૬ સ્કાઉટની લાકડીનો ઉપયોગ જાણવો જોઈએ. લાકડી ખભા સુધીની ઉંચાઈની હોવી જોઈએ. તેના ઉપર ઇંચ તથા ફુટના કાપા પાડેલા હોવા જોઇએ, લાકડીનો ઉપયોગઃ—

**તેની મદદથી બીજી વસ્તુની (૧) લંબાઈ તથા ઉંચાઇ માપી શકાય. (૨) તેના**

વડે પાણીવાળા અને ખાડાટેકરાવાળા પ્રદેશમાં સહીસલામતીથી રસ્તો કાપી શકાય અને તે ભાગ કેવા પ્રકારનો છે તે જોઇ શકાય. (૩) તેની મદદથી ખાઇખાડા વગેરે કૂદી શકાય. (૪) અંધારામાં જતી વખતે એક બીજાના હથમાં લાકડી રાખી એક હારમાં ચાલી શકાય. (૫) આગ અથવા અકસ્માતમાં લોકોને દૂર રાખવા લાકડીઓ એક બીજાના હાથમાં પકડી આડ બનાવી શકાય. (૬) ત્રણ લાકડીઓ સાથે બાંધી વાસણ મૂકવા ત્રણ પગની ઘોડી બનાવાય. (૭) લાકડીઓની મદદથી કામ ચલાઉ તંબુ બનાવી શકાય. (૮) તેનાથી જંગલી જનાવરોને હઠાવી શકાય. અને (૯) લાકડીઓની મદદથી દરદીને ઝોળી બનાવી ઇસ્પિતાલમાં લઇ જઇ શકાય.

ઉપર મુજબની લાયકાત મેળવ્યા પછી બાળસેનાના તરુણને બાળવીરના મંડળમાં રીતસર દાખલ કરવામાં આવે છે અને ત્યારબાદજ તે



ખરો બાળવીર ગણાય છે અને તેની નિશાની તરીકે ખમીસના ડાબા ખીસા ઉપર પહેરવાનો એક પદક આપવામાં આવે છે. આ ક્રિયા નીચે બતાવ્યા પ્રમાણે કરવામાં આવે છે અને તેને બાળવીર મંડળની ક્રિયા પૈકીની એક પવિત્રમાં પવિત્ર ક્રિયા ગણવામાં આવી છે.

ક્રિયા—૧ બાળસેના એક નાળાકારમાં ગોઠવવી તથા બાળવીર સેનાના શિક્ષક તથા મદદનીશ શિક્ષક ખાલી જગ્યાની મધ્યમાં ઉભા રહે.

૨ સેનાશિક્ષક હુકમ આપે ત્યારે ટુકડીનો સરદાર દાખલ થનાર તરૂણને આગળ લાવે, તથા સેનાશિક્ષકની સામે ઉભો રાખે. ત્યારબાદ તરૂણ સલામ કરે, અને મદદનીશ શિક્ષક તેની લાકડી અને તેણે જો માથા પર ટોપી પહેરી હોય તો તે તરૂણ પાસેથી લઈ લે.

૩ પછી નીચે પ્રમાણે પ્રશ્નોત્તર થાય.

સે–શિઃ—બાળવીરનો ઇતબાર એ શું છે તે તમને ખબર છે?

તરૂણ—હાજી, બાળવીરના બોલ વિશ્વાસને પાત્ર છે. તે પ્રામાણિક તથા સત્યવક્તા થતાં શીખે છે. અને તેથી તે વિશ્વાસને પાત્ર થાય છે.

સે–શિઃ—તમે બાળસેનાના કાયદા જાણો છો?

તરૂણ—હા જી.

સે–શિઃ—હું તમારા વચન પર ભરોસો રાખી શકું કે

તમે (૧) પરમાત્મા, રાજા અને દેશ પ્રત્યેની ફરજમાં—

(૨) બીજા લોકોને દરેક સંજોગમાં મદદ આપવા—

(૩) અને બાળમંડળના નિયમો પાળવા

તમારાથી બનતું બધું કરશો?

૪ તરૂણ તથા આખી સેના અડધી સલામ કરે અને તરૂણ ઉપર મુજબનું ત્રણ પ્રકારનું વચન આપે.

૫ સે–શિઃ–હું તમારા વચનપર ભરોસો રાખું છું, અને તમે તમારૂં વચન પાળશો. હું તમને આજથી બાળવીરની મહાસેનામાં દાખલ કરૂં છું.

૬ મદદનીશ શિક્ષક તરૂણને લાકડી તથા તેની ટોપી પાછી આપે. સેના ડાબા હાથે તરૂણ સાથે હસ્તધુન કરે, તરૂણ પાછો ફરી તેની સેનાને સલામ કરે, અને સેના તેના તરફ લાકડીઓ ધરી માન આપે.

૭ સે–શિઃ–તમારી ટુકડી તરફ જાઓ.

એવી આજ્ઞા આપે એટલે તરૂણ આગળ વધી પોતાની જગાએ ચાલ્યો જાય.

૮ આ પ્રમાણે દરેક તરૂણને વારા ફરતી મંડળમાં દાખલ કરવામાં આવે છે.

૩૨, ૩૩, **મથુરાભુવન, દાદર, મુંબઈ ૧૪.**

સ્કાઉટિંગ દાખલ થયા પછી અત્યાર સુધીમાં મુંબઈ, મધ્યપ્રાંત વગેરે સઘળાં સ્થળોમાં સ્કાઉટિંગને લગતાં સાધનો પુરા પાડનારા અમે એકજ હિંદી વ્યાપારી છીએ.

સદહુ સાધનોની યાદી નીચે આપવામાં આવી છે. તે ઉપરાંત બીજી ચીજોને લગતી વધારે માહિતી મેળવવા અમારી પાસેથી કૅટલૉગ મંગાવો.

| | **કિંમત.** |
|---|---|
| * એસોસિએનને મંજુર કરેલાં ખમીશ અને ટુંકી પાટલુન | રૂ. આ પા. |
| ( ઉત્તમ મદ્રાસ ડ્રિલ અને ટ્વીલનાં બનાવેલાં. ) | ૫—૦—૦ |
| રેગ્યુલેશન હૅટ | ૩–૧૨—૦ |
| લીલા રંગનો સ્કાઉટ સાફો | ૨—૮—૦ |
| એક રંગનો ગળે બાંધવાનો રૂમાલ | ૦–૧૦—૦ |
| જુદા જુદા રંગના ગળે બાંધવાના રૂમાલ | ૦–૧૨—૦ |
| ગળે બાંધવાનો ત્રિકોણ રૂમાલ | ૦—૫—૦ |
| હુક અને કડીવાળો કમરપટો | ૦–૧૨—૦ |
| કોઈપણ ટુકડી માટે ખભાપટી | ૦—૨—૦ |
| સ્કાઉટ લાકડી | ૦—૮—૦ |
| સુતરાઉ મોજાં | ૦–૧૦—૦ |
| ઊનનાં મોજાં | ૧—૮—૦ |
| સ્કાઉટ સીટી (મોટી) | ૧—૦—૦ |
| સ્કાઉટ સીટી (નાની) | ૦–૧૪—૦ |
| સીટીની દોરી (લૅનીયાર્ડ) | ૦—૪—૦ |
| મોજાની ગાર્ટર પટી | ૦—૫—૦ |

અમે સ્કાઉટિંગને લગતું સાહિત્ય અને બીજી જરૂરી ચીજો હમેશાં જથાબંધ રાખીએ છીએ.



સ્કાઉટ સેનાને લગતાં સાધનો તૈયાર કરી વેચનારા વ્યાપારીઓ.

## દ્વિવેકર એન્ડ સન્સ.



# પ્રકરણ ૪થું.

## બીજા વર્ગના બાળવીર થવા માટેની લાયકાત.

૧ તેમને તરૂણવીર તરીકેનો એક માસનો અનુભવ હોવો જોઈએ.

૨ પ્રાન્તિક કમિશનરે મંજુર કરેલું એકાદ રાષ્ટ્રગીત તથા રક્ષદેવની એક કડી ગાતાં આવડવું જોઈએ.

૩ અકસ્માત માટે તાત્કાલિક ઉપાયો કયા લેવા તેનું જરુર જેગું થાડું જ્ઞાન હોવું જોઈએ. કાપ ઉપર પાટા બાંધતાં આવડવું જોઈએ; સાદા કે ત્રિકોણ પાટાનો ઉપયોગ જાણવો જોઈએ. મોટી ઝાળી બાંધતાં આવડવું જોઈએ. ઘામાંથી નીકળતું લોહી સાદા દબાણથી કે આમળો નાખીને બાંધેલા પાટાના દબાણથી ( ટુર્નીકેટવતી ) અટકાવતાં આવડવું જોઈએ. હાથ કે પગનું હાડકું તથા ગળાની હાંસડી કે જરબું ભાગ્યું હોય તો તાત્કાલિક ઉપાયો કરતાં આવડવું જોઈએ. અને દરદીને આરામથી યોગ્ય સ્થળે લઈ જતાં આવડવું જોઈએ.

૪ સેમાફોર કે મોર્સ પદ્ધતિથી વાવટાઓની મદદથી આંકડા અને અક્ષરો બનાવતાં અને નાના ને સહેલા શબ્દોનો સંદેશો દૂર મોકલતાં અને દૂરથી આવેલો તેવો સંદેશો ઝીલતાં આવડવું જોઈએ. ( અંગ્રેજી ન જાણનાર માટે અભ્યાસક્રમ નક્કી કરવાનો છે. )

૫ સામાન્ય ઉપયોગની કોઇક વસ્તુ તૈયાર કરતાં આવડવી જોઈએ.

૬ કોઈ પણ ઝાડ કે છોડ પોતાની મેળે રોપવો ને ઉછેરવો જોઈએ.

૭ બારજ મિનિટની અંદર બાળવીરની ઝડપી ચાલે (એટલે થોડું ચાલી થોડું દોડીને) એક માઈલ ચાલતાં આવડવું જોઈએ.

૮ બેજ દીવાસળી વાપરી ખુલ્લી જગ્યામાં અગ્નિ ચેતાવતાં અને તેવડે પોતાને જરૂરજોગ રસોઇ કરી લેતાં આવડવું જોઈએ.

૯ કમ્પાસ યાને હોકા યંત્રની સોળે બાજુ જાણવી જોઈએ.

૧૦ કોઈ પગલું પકડી ૨૫ મિનિટમાં તે પગલે અર્ધો માઇલ જતાં અથવા દુકાનની ચાર બારીઓ ઉપર લટકાવેલી ચીજોને એકેક મિનિટ સુધી ધારી

બારીને જોઇ તેમાંની એક બારીની ચીજોનું સંતોષકારક રીતે વર્ણન કરતાં આવડવું જોઇએ; અથવા એક સ્થળે ૨૪ જુદી જુદી જાતની ચીજોને ગોઠવેલી હોય તેનું એક મિનિટ સુધી અવલોકન કર્યા બાદ તેમાંની ૧૬ ચીજો યાદ રાખતાં શીખવું જોઈએ.

૧૧ બેંકમાં કે પોતાના સ્કાઉટ માસ્તર પાસે ઓછામાં ઓછી આઠ આનાની રકમ રાખવી જોઇએ. ( જ્યાં આ અશક્ય હોય ત્યાં આ શરત મુકી દઈ શકાય. )

૧૨ એકી વખતે કે વારા ફરતી ત્રણ દિવસ બહાર કેમ્પમાં મુકામ કરવો જોઇએ.

આ જાતના બાળવીરને મળતો ચાંદ ડાબા હાથના ખભા અને કોણી વચ્ચે પહેરી શકાય.

( ચેતવણી–આ ભાગમાં આપેલી બાબત ફક્ત સમજવી જવાની નથી. પણ જ્યારે જ્યારે બને ત્યારે દરેક બાળવીરને તેમા આપેલી બાબત પ્રયોગ સહિત કરી દેખાડવી જોઈએ. ફક્ત સમજવવાથી કંઇ અર્થ સરશે નહિ.

## અકસ્માત વખતે કેમ વર્તવું ?

અકસ્માતો તો દરરોજ બને છે, અને દરેક સારા બાળવીરે આવા અકસ્માતો પોતાને નડે તો તે વખતે યોગ્ય ઉપાય કરતાં અને બીજાને નડે તો તેમને યોગ્ય રીતે મદદ કરતાં શીખવું જ જોઈએ. જે બાળવીર પોતાની ફરજો બરાબર સમજતો હોય તે આ કામ શીખવા પ્રયત્ન કરશે. આવા અકસ્માત વખતે બીજા લોકો ગભરાઇને બૂમરાણ કરી મૂકે છે ને નાસભાગ કરી મૂકે છે તેમ બાળવીરે કરવું ન જોઈએ.

આગ વખતે, ડુબતાને બચાવવા સારૂ, કોઇને કંઇ વાગે ત્યારે શું કરવું જોઈએ એ ફક્ત જાણેથીજ બસ નથી. તે કામ કરવાનો મહાવરો રાખવો જોઈએ, અકસ્માત થાય કે નહિ તોપણ આવડેલું કામ ભૂલી ન જવાય, અથવા તે કામ ઘણીજ સારી રીતે કરી શકાય તે સારૂ તે કામ થોડે થોડે વખતે કરી જોવું.

આ વર્ગના બાળવીરને જે જે કામ જાણવું જોઇએ તે નીચે આપ્યું છે, પણ તેનો અર્થ એવો ન કરવો કે તેથી અધિક કામ શીખવાનું નથી. આ કામ જેમ વધારે શીખાય અને ઉંચા પ્રકારનું થાય તેમ વધારે સારૂ.

## તાત્કાલિક મદદ.




ત્રિકોણ પાટો—૩૮ ઇંચ ચોરસ એક લુગડાનો કકડો હોય તેને સામસામા ખુણેથી વાળીને ફાડવાથી બે ત્રિકોણ પાટા થાય છે. બાળવીર પોતાના રૂમાલનો ઉપયોગ પાટા તરીકે સારી રીતે કરી શકે છે. જો રંગીન રૂમાલને ઘા ઉપર બાંધવામાં આવે તો કદાચ લોહી સાથે તેનો રંગ મળવાથી ખરાબ અસર થવા પામે છે, તેથી ઘાના ઉપર એકાદ બીજો કકડો કે સાદો રૂમાલ પ્રથમ મૂકવો. ત્રિકોણ પાટો ઉપરની આકૃતિમાં જણાવ્યા મુજબ આખો, પહોળો વાળીને કે સાંકડો વાળીને વાપરી શકાય છે.

## હાથની પહોળી ઝોળી નીચે પ્રમાણે બનાવાય.

આખો પાટો લઇ તેનો એક છેડો સાજા હાથના ખભા ઉપર નાખો, અને પાછળથી ગળાને ફરતો લઇને બીજા ખભા ઉપરથી બહારથી લટકતો રાખો. પછી ઇજા પામેલા હાથની કોણીની પાછળ શીરોબિંદુને દબાવો ને બીજા છેડાને આગળ નીચે લબડતો રહેવા દો. સંભાળપૂર્વક ઇજા પામેલો હાથ વાળીને છાતી ઉપર પાટાની વચ્ચોવચ લાવીને મૂકો. અંગુઠો હડપચી તરફ ઉપરની બાજુએ રહેવો જોઇએ. નીચેનો છેડો હવે ઉપર વાળીને ઉપરના ખભા ઉપરથી લટકતા છેડા સાથે બાંધી દો. શીરોબિંદુને પાછળથી બાજુએ ખેંચીને કોણી ઉપરથી વાળીને ઉપર ટાંકી દો.

## લોહી વહેતું કેમ અટકાવવું?



( આ શીખવ્યા પહેલાં શરીરનાં હાડકાં અને લોહી વાહિની નસો અને રગોનું થોડુંક જ્ઞાન હોવું જોઈએ. ) લોહીની નળીઓ બે પ્રકારે ફાટે છે. બહારથી અને અંદરથી. બહારથી લોહી વહેવાના ત્રણ પ્રકાર છે (૧) નસોના કપાવાથી ગુલાબી રંગનું શુદ્ધ લોહી સહેજ સહેજવારે ધબકારા સાથે જોરથી છૂટયા કરે છે તે. (૨) રગોના કપાવાથી ઝાંખા જાંબુડીઆ રંગનું અશુદ્ધ લોહી ધીમે ધીમે એક સરખી રીતે હૃદયની સામે બાજુએથી હૃદય તરફ જતું હોય તે નીકળે છે તે. (૩) નાની નળીકાઓમાંથી લાલ ઇંટના રંગનું ઝમે છે તે. અંદરથી ફાટેલી લોહીની નળીઓ કદાપિ ફેફસાંની અંદર ફાટી હોય તો તે લોહી કીરમજી રંગનું ફીણવાળું હોય અને હોજરીમાં ફાટી હોય તો તે રંગમાં ઘણુંજ ઝાંખુ અને ખોરાક સાથે મળેલું હોય.

લોહી કેવી રીતે વહે છે તે જાણવાથી લોહી અટકાવવાને માટે ક્યાં દબાણ કરવું તે સહજ સમજાઈ જશે. હૃદયમાંથી નસમાં લોહી જાય છે તેથી જો નસ કપાઈ હોય તો કપાએલા ભાગને એવી રીતે ઉંચો રાખવો કે લોહીને ઉંચે વહેવાને હરકત પડે. પછી કપાએલા ભાગ અને હૃદયની વચ્ચે દબાણ આવે એવી રીતે કરવું. રગની અંદર ગંદુ લોહી વહે છે ને તે લોહી ધીમે ધીમે હૃદયમાં જાય છે, તેથી જો રગ કપાઈ હોય તો તે જગ્યાએ લોહી આવતું અટકાવવાને દબાણ કરવાની જગા અને હૃદયની વચ્ચે ઘા આવી જાય તે જોવું.



બહાર લોહી વહેવાના દરેક અકસ્માતમાં અંગુઠા કે આંગળીના યોગ્ય જગાએ સખત દબાણથી લોહી વહેતું અટકાવવાની રીત શ્રેષ્ઠ છે.

જો અંગુઠાના દબાણથી લોહી ન અટકે તો ટુર્નીકિટ લગાડવાની રીત વાપરવી. તે ટુર્નીકિટ નીચે પ્રમાણે લગાડી શકાય:—


ટુર્નીકિટ

એકાદ પથરા ઉપર લુગડાને ગાદીની માફક વીંટવું. તે પોટલી નસ કે રગ ઉપર મેલી તેની ઉપર પાટો બાંધી તેના છેડા સામી બાજુએ ઢીલા બાંધવા. પછી તે ગાંઠમાં એક નાની લાકડીને ગોળ ફેરવીને ગાંઠને વળ દેવો આથી પોટલી નસ ઉપર સખત બેસતી જશે. અને લોહી બંધ થશે. આ ટુર્નીકિટ લાંબો વખત રાખવું નહિ, નહિ તો તે અવયવ જુઠો પડી જશે.

### હાડકુ ભાગવું.

હાડકુ ભાગેલું હોય ત્યાં બાળવીરે ખાસ ધ્યાનમાં રાખવું કે તુટેલા હાડકાની અણી કોઈ સ્નાયુ કે લોહીની નળીને ભેદે નહિ અને એમ કરી વધુ નુકસાન કરે નહિ.

હાથ કે પગનું હાડકુ ભાગ્યું હોય તો તે હાથ કે પગ ટુંકો થએલો લાગશે ને તે શક્તિહીન થઈ જશે.



કોઈ પણ સખત વસ્તુ જેવી કે લાકડાની ચીપો, પુઠાંના કકડા કે ગડી વાળેલા કાગળો ભાગેલા ભાગની અંદરની બાજુએ અને બહારની બાજુએ ગોઠવીને ઉપર અને નીચે. એમ બંને બાજુએ પાટા એવી રીતે બાંધવા કે તે ખસી ન જાય.

ગળાનો કાંઠલો ભાગ્યો હોય તો લુગડાની સખત પોટલી કરીને બગલમાં (લોહીની ધોરી નસ ઉપર દબાણ ન કરે તેવી રીતે) મૂકીને પછી કોણીથી ઉપર હાથને પાટાનો આંટો લઈ છાતી સાથે પાટામાં બાંધી દેવો.

## દરદીને લઇ જવાનું કામ.

જો આપણે એકલા હોઈએ તો દરદીને ખભે ઉંચકીને લઈ જવાય. આ કેમ થાય છે તે નીચેનું ચિત્ર જોવાથી સારી રીતે સમજાય એમ છે.



જો આપણે સાથી કોઈ જોડે હોય અથવા કોઇની મદદ મળી શકે તેમ હોય તો દરદીને ડોળીમાં ઘાલીને લઈ જવો એ સારૂં છે. જો ડોળી તૈયાર ન હોય તો ખાટલો મળે તો તે પર નાખીને દરદીને લઈ જવો, નહિ તો નીચેના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે પોતાના કોટ અને વાંસના દંડાની ડોળી બનાવવી.



કેટલીક વખતે દરદી બેભાન હાલતમાં હોય ત્યારે તેને ઉંચકી ન જતા ખેંચી જવાની જરૂર પડે છે. કોઈ ઘરમાં આગ લાગી હોય ત્યારે તેની અસરથી સહેજે બેભાન

અવસ્થામાં માણસો નીચે તુટી પડયા હોય છે ને તેમને ખસેડતી વખતે દોરડાના એક છેડાને બોલીન ગાંઠ વાળી તેને દરદીના ખભામાં ભરવી બીજે છેડે તેવીજ ગાંઠ વાળી આપણા ખભામાં ભેરવી આકૃતિમાં આપેલી રીતે તેને ખેંચીને જોખમની જગાએથી ઘસડીને બહાર કહાડવામાં આવે છે.



આવાં કામ કરવાનો મહાવરો રાખવાથી આપણે જનસમાજને ઘણી મદદ કરી શકીએ છીએ.

બાળવીરે હમેશાં જાણવું જોઇએ કે તાત્કાળિક મદદનો હેતુ તો ડાકટર આવે ત્યાં સુધી દરદીની સ્થિતિ વધુ ન બગડે કે તેને વધુ નુકસાન ન થાય તે જોવાનું છે, માટે દરેક અકસ્માતની વખતે પ્રથમ તો કોઈને ડાકટર બોલાવવા મોકલવો.

## દોડતાં અને ચાલતાં માઈલ કાપવાની રીત.

આ કંઇ શરતમાં દોડવાનું કે હરિફાઈ કરવાનું કામ નથી. વીસ કદમ ચાલવું અને વીસ કદમ દોડવું એમ વારા ફરતી કરીને એક માઈલ બરાબર બાર મિનિટમાં અથવા લગભગ તેટલા વખતમાં જતાં આવડવું જોઈએ. આ જો બરાબર આવડે તો બાળવીર જેટલો વખત આ પ્રમાણે ચાલે તે જોઇને કેટલા માઈલ ચાલ્યા હશે તે કહી શકશે.

## અગ્નિ ચેતાવવો અને રસોઇ કરવી.

પહેલાં થોડાં સુકાં પાંદડાં, કાગળના કટકા, પાતળી ખરી પડેલી ડાળીઓ, ચીપો, છોડીઆં તથા થોડીક મોટી ડાળીઓ ભેગી કરવી. જમીન પર તેમના ઉપર પવન આવે તેમ નાની સુકી ડાળીઓ મૂકવી. આમના ઉપર ત્રણ જરા જાડા કકડા એકેકને અડકાડીને એવી રીતે ગોઠવવા કે તેમના એકેક છેડા જુદી જુદી દિશામાં રહે અને બીજા છેડા એકમેકને અડકે ને તે ઉપર પવનની અસર થઇ શકે. તેવી

જ રીતે બીજા લાકડાં ગોઠવવાં. પછી વચ્ચેનાં સુકાં પાંદડાં તળે દીવાસળી સળગાવીને મુકવી. જરૂર પડે ધીમો પવન લુગડાની ફડક વતી નાખવો. જેમ દેવતા સળગતો જાય તેમ બીજા છોડીયાં લાકડાં વગેરે ધીમે ધીમે ઉમેરતા જવું. કદી પણ સુકા જંગલ આગળ કે ઝાડના મૂળ આગળ દેવતા સળગાવવો નહિ, અને બાજુએ ઘાસ હોય તો તે બધી જમીન સાફ કરવી. નહિ, તો કદાચ ભયંકર નુકસાન થવા સંભવ છે. ઘેરથી લાવેલું તેલ કે ઘાસલેટ, મીણબત્તી કે કાગળ વાપરનાર બાળવીર નાલાયક ઠરે છે.

**કોઈ પણ ઠેકાણે દેવતા બળતો મૂકીને જવું નહિ.** છેલ્લા તનખા પણ ઓલાઈ જાય ત્યારપછી જ ત્યાંથી ખસવું. નહિ તો કોઇકવાર ઘણું નુકસાન થઈ બેસે છે. બને તો દેવતા પાડવાની કશી નિશાની પણ રહે નહિ તેવું કરીને જવું.

ખુલ્લામાં પોતાની મેળે બે દીવાસળીની મદદથી દેવતા સળગાવી પોતાના ખપ જેટલી ખીચડી, (દાળભાત) ઘઉં બાજરી કે જુવારની ભાખરી કે રોટલા અને એક માણસને જરૂરી શાક રાંધતાં આવડવું જોઈએ. આ કામ કરતી વખતે જેમ બને તેમ ઓછા વાસણથી કામ ચલાવી લેવાનું છે.

## કિમની રમત.

એક પાટલા કે થાળી ઉપર જુદી જુદી જાતની ૨૪ વસ્તુઓ ગોઠવવામાં આવે છે, ને તેને ઢાંકી રાખવામાં આવે છે. બાળવીરોને તેની પાસે લાવીને ફક્ત એક મિનિટ તે ઉઘાડવામાં આવે છે. બધી ચીજો મીનીટ બાદ ઢાંકી દીધા પછી દરેક બાળવીર પોતે જોએલી વસ્તુઓની નોંધ કરે છે. આ રીતે તેની અવલોકન શક્તિ કેળવાય છે. ઓછામાં ઓછી ૧૫ વસ્તુઓ યાદ રહેવી જોઈએ.

## હોકાયંત્રના ૧૬ ખુણા.

**પહેલાં ચાર દિશાઓ ઓળખાવવી, પછી ચાર મુખ્ય ખુણા ઓળખાવવા ને પછી મુખ્ય ખુણા અને દિશાઓની વચ્ચેના ઉપખુણા ઓળખતાં શીખવવા.**




**ઉત્તર દિશા શોધવાની રીત.**

(૧) હોકાયંત્રમાં એક લોહચુંબકની સોય હોય છે. તે હમેશાં લગભગ ઉત્તર દક્ષિણ બતાવે છે. આ ઉત્તર દિશા કરતાં ખરી ઉત્તર દિશા ૫°થી ૧૦° અંશ પશ્ચિમે હોય છે. તેથી તે ધ્યાનમાં રાખી ખરી ઉત્તર નક્કી કરી શકાય છે.

(૩) ઘડિઆળની મદદથી:—જે આંકડા ઉપર કલાક કાંટો હોય તે સૂર્ય તરફ રાખી તેની અને બારની વચ્ચેના ખુણાના બે સરખા ભાગ કરવા, તે ખુણાને દુભાગનારી લીટી ઉત્તર દક્ષિણ જશે.

(૩) દંડની મદદથી:—બપોરના બાર વાગ્યા પહેલા દંડને જમીન પર ઊભો રોપીને તેના પડછાયાનો છેડો જ્યાં પડે ત્યાં એક નિશાન મૂકવું. પછી

દંડના નીચેના છેડાને મધ્યબિંદુ અને પડછાયાની લંબાઈનો ત્રિજ્યા સમજીને વર્તુલ દોરવું ફરીથી જ્યારે પડછાયો આ વર્તુલને કોઈ જગાએ કાપે ત્યારે ત્યાં બીજું નિશાન મૂકવું. આ બે પડછાયા વચ્ચેના ખુણાને દુભાગનારી લીટી ઉત્તર દક્ષિણ સીધી લીટી થશે. **પડછાયો ઉત્તર ગોળાર્ધમાં ઉત્તર બાજુએજ પડશે.**

## દિશાઓ શોધવાની બીજી રીત.

(૧) શંકરનું મંદિર હોય તો તેની જળાધારીનો છેડો ઉત્તર દિશા બતાવશે.

(૨) ખ્રિસ્તિ કબર ઉપરનો લેખ પૂર્વ દિશા બતાવશે.

(૩) ઝાડનું નિરીક્ષણ કરીએ તો ઉત્તર દિશાની ડાળીઓ સહેજ લાંબી **થયા** બાદ તે ઊંચે ગએલી માલમ પડશે, અને દક્ષિણ દિશાની ડાળીઓ સીધી ને લાંબી ગએલી જણાશે. દૂરથી ઝાડની ટોચે દક્ષિણ તરફ ઢાળ માલમ પડશે. આનું કારણ નીચે પ્રમાણે છે. ઝાડ પાંદડાં મારફતે **હવામાંથી** કાર્બોનિક એસિડ શ્વાસ લે છે, **અને** તેમાંના પૌષ્ટિક તત્વો **સૂર્યના** અજવાળાની મદદથી છુટા પાડી પોતે ગ્રહણ કરે છે. હવે સૂર્ય ઘણો વખત સુધી દક્ષિણ તરફ રહે છે તેથી ઉત્તરની ડાળીઓને જોઈતું અજવાળું મેળવવા સારૂ ઊંચા જવાની જરૂર પડે છે. પૂર્વ, દક્ષિણ ને **પશ્ચિમની** ડાળીઓને પુરતું અજવાળું મળવાથી તે ડાળીઓને ઊંચા જવાની **જરૂર** પડતી **નથી.**

(૪) રાત્રિના સમયે તારામંડળો દ્વારા ઉત્તર ધ્રુવ ખોળી કહાડી **દિશાઓ** **શોધી શકાય. નીચે** બતાવેલી રીતે **સપ્તઋષિ, ભરત, શર્મિષ્ઠાની મદદથી ઉત્તર ધ્રુવ** તરત **ખોળી** કઢાય, **અને તે** ઉપરથી **ઉત્તર દિશા જાણી શકાય. પ્રથમ આપણે સપ્તઋષિની મદદથી ઉત્તર ધ્રુવ ખોળતાં શીખવું જેમણે આકાશમાં** વારે ઘડીએ **જોયું હશે તેમને સાત તારાનો એક ઝુમખો આકૃતિમાં** બતાવેલા **આકારમાં ગોઠવાએલો જણાશે.**


ध्रुवमत्स्य.
ध्रुव
शर्मिष्ठा.
सप्तर्षि
ब्रह्महृदय.
प्र. श्वा
भरत.
व्याध

આ સપ્તઋષિના પાંચ તારા મળી એક કમાનનો આકાર થાય છે. અને બાકીના બે તારા છૂટા પડે છે. એ બે તારાને એક લીટીથી જોડી જો તે લીટી લંબાવીએ તો તે લીટી ઉત્તર ધ્રુવમાં જઈને અડે છે.

ભરત નામનું તારામંડળ જેમણે એકવાર બરાબર જોયું હોય તે તેને કદી પણ ભૂલી જતા નથી. તેનો આકાર ઘણો સુંદર છે. એ તારા મંડળના મધ્યમાં જે ત્રણ તારા છે તેમાંના વચલો તારાને તેની ટોચનો તારો જેને મૃગશીર્ષ કહેવામાં આવે છે તેની સાથે જોડવો. જો તે લીટી લંબાવીએ તો તે બ્રહ્મહૃદય નામના સફેત અને તેજસ્વી તારાની અંદરથી પસાર થશે. જો તેને વધારે લંબાવીએ તો તે ઉત્તર ધ્રુવને અડકશે.

હવે ત્રીજું મંડળ શર્મિષ્ઠા રહ્યું તે સપ્તઋષિના તારાની સામેની દિશાએ હોય છે.

શર્મિષ્ઠાના પાંચ તારાઓ અંગ્રેજી M ના આકારમાં હોય છે. અથવા બે ખુણાઓ પાસે પાસે આવ્યા હોય તેવા તે દેખાય છે. તેમાંના સાંકડા ખુણાને દૂભાગીએ અને તે દૂભાગનારી લીટીને જો લંબાવીએ તો તે ઉત્તર ધ્રુવની નજીક થઈને જાય છે.

આ રીતોમાંથી કોઈ પણ રીતે ઉત્તર ધ્રુવ ખોળી કાઢયા પછી જો જરાક બારીકાઈથી તપાસીએ તો એમ માલમ પડશે કે ઉત્તર ધ્રુવ તારાની ઠેઠ નજીક સપ્તઋષિના આકારનો પણ તેથી ઘણા ઓછા તેજ વાળા તારાઓનો બનેલો એક સમૂહ છે. આને ધ્રુવ મત્સ્ય કહે છે. આ ધ્રુવ મત્સ્યના પૂચ્છનો છેવાડાનો તારો ધ્રુવનો તારો છે.

પ્રથમ જણાવેલા ત્રણે મંડળો એકી વખતે દેખાતાં નથી પણ છેલ્લું મંડળ એટલે ધ્રુવ મત્સ્ય તો જ્યારે જોઈએ ત્યારે આકાશમાં દેખાય છે. તે ઉત્તર ધ્રુવ પાસે હોવાથી આપણા મુલકમાં અસ્ત થતું જ નથી.

આ સિવાય પર્યટનમાં આનંદ પડે અને તેથી ચોક્કસ જ્ઞાન મળે તે સારૂં નીચેનું જ્ઞાન દરેક બાળવીરે મેળવવું જ જોઈએ.

### દરેક બાળવીરે નીચેનાં માપ જાણવાં જોઇએ.

(૧) આંગળીના વેઢાનું માપ–એક ઇંચ લાંબો એક વેઢો ખોળી કાઢવો.

(૨) હાથના અંગુઠા અને પહેલી આંગળીની બિલસનું માપ.

(૩) તેજ પ્રમાણે અંગુઠા અને છેલ્લી આંગળીના બિલસનું માપ.

(૪) હાથનું માપ.

(૫) વચલી આંગળી અને કાંડા સુધીનું હથેળીનું માપ.

(૬) સો પગલાં ચાલી એક પગલાનું સરાસરી માપ.

(૭) દોડતાં દોડતાં વાંકો પગ કોઈ સીધી ચીજને અટકે તે વખતે પગના અગુઠા અને ઢીંચણ સુધીનું સીધું અંતર.

(૮) અંગુઠા મુઠીનું માપ એટલે મુઠી વાળી અંગુઠો લંબાવીએ તેનું માપ.

(૯) બંને હાથની અંગુઠા મુઠીઓ એકઠી કરીએ તેનું માપ.

(૧૦) હાથ લંબાવીને મ્હોં સીધું રાખવું. પછી લંબાવેલા હાથની વચલી આંગળી અને નાક વચ્ચેનું અંતર.

(૧૧) વામનું અંતર.

(૧૨) પોતાની ઉંચાઈ.

અંતર માપવા સારૂ નીચેની એક યુક્તિ ઠીક કામ લાગે. તમે જો કોઈને દૂરથી આવતા જુઓ તો તે પાંચસો વાર દૂર હોય તો ફક્ત કપડાંનો રંગ દેખાશે. તે ચારસો વાર દૂર હોય તો તેના પગની હીલચાલ દેખાશે, જો બસો વાર દૂર હોય તો તેણે શાં કપડાં પહેર્યા છે તે કહી શકાય. જો સો વાર હોય તો આંખો મીંચા જેવી દેખાશે, ને તે જો પચાસ વાર દૂર હશે તો તેનો બરાબર ચહેરો દેખાશે.

## ઉંચાઈ માપવાની રીતો.

(૧) જે ચીજની ઉંચાઈ માપવી હોય તેની પાસે બાળવીરનો લાકડી ઉભી રાખવી અને તેના પડછાયાની લંબાઈ અને તે ચીજના પડછાયાની લંબાઈ જાણી લેવી. પછી નીચેની સાદી ત્રિરાશીથી તે ચીજની ઉંચાઈ જડી આવશે.

લાકડીનો પડછાયો: ચીજનો પડછાયો : : લાકડીની ઉંચાઈ : તે ચીજની ઉંચાઈ.

(૨) જે વસ્તુની ઉંચાઈ માપવી હોય તેના તરફ પીઠ રાખી આગળ વધો. પછી બંને પગ પહોળા રાખી ઘુંટણ ન વળે તેમ નીચા નમો, અને પગની વચ્ચેથી જોતાં તે વસ્તુની ટોચ દેખાય એટલે ઉભા રહો. આ વસ્તુથી આપણે જેટલે દૂર ગયા હોઈએ તેથી અર્ધું અંતર લો તો તે વસ્તુની ઉંચાઈ બરાબર લગભગ થશે. આ રસ્તો ઠીક છે. પણ સહેજ ઘુંટણ વળી જવાથી માપમાં ફેર પડે છે, તેથી નીચે જણાવેલી રીત કામે લગાડવી.

(૩) ઉંચાઈ માપવાની બીજી રીતો પણ છે. ને તેમની મદદથી કોઈ પણ વસ્તુની ચોક્કસ ઉંચાઈ માપી શકાય છે. એક રકાબી કે વાડકીમાં થોડુંક પાણી લઈ તેમાં થોડીક મટોડી ભેળવો. તે રકાબીને તે ચીજથી થોડે દૂર મૂકો, પછીથી એવી રીતે ઊભા રહો કે તે પાણીમાં તમે તે ચીજની ટોચ જોઈ શકો. ત્યારબાદ તે ચીજ અને પાણીના વચ્ચેના અંતર અને તમારા અને પાણીના વચ્ચેના અંતરનું પ્રમાણ કાઢો નીચેની ત્રિરાશીથી તે ચીજની ઉંચાઈ જડી આવશેઃ—

તમારૂં અંતરઃ ચીજનું અંતર : : તમારી ઉંચાઇઃ તે ચીજની ઉંચાઇ.

(૪) જે ચીજની ઉંચાઈ માપવી હોય તે ચીજથી અગિઆર બાર પગલાં ચાલી ત્યાં એક લાકડી ખોસવી. પછીથી થોડાંક પગલાં ચાલી ઉંધા લાંબા સુઈ જઈ ઝાડની ટોચ અને લાકડીની ટોચ બંને એક હારમાં દેખાય તેમ જોવું. ન દેખાય તો આઘા પાછા જવું. દેખાય ત્યારે અટકવું. આંખ છેક જમીન સરસી રાખવી. પછીથી નીચેની ત્રિરાશી માંડવીઃ—

લાકડીથી અંતરઃ ચીજથી અંતર : : લાકડીની ઉંચાઇ : ચીજની ઉંચાઇ

## પહોળાઈ માપવાની રીત

નદી જેવા પાણી વાળા ભાગની પહોળાઈ નીચે દર્શાવ્યા મુજબ માપી શકાય. નદીના એક કિનારા ઉપર 'બ' જગાએ ઉભા રહી સામે કિનારે એક ઝાડ અથવા એવી કોઈ ચીજ 'અ' જુઓ. પછી ઊભા હો ત્યાંથી થોડાં પગલાં ( ધારો કે વીસ પગલાં ) કાટખુણે આગળ ચાલો; અને ત્યાં એક લાકડી 'ક' ખોસો. મૂળ જગાએથી જેટલાં પગલાં આગળ આવ્યા હો તેનો અમુક ભાગ કરી તેટલાં પગલાં–ધારો કે ૪ પગલાં–ભરી આગળ ચાલો; તે બિંદુને 'જ' કહો. પછી કાટખુણે નદીની સામી બાજુએ ચાલો. નદીના સામે કીનારે જોએલી વસ્તુ તથા આ

કીનારે ખોસેલી વસ્તુ ક બરાબર સીધી લીટીમાં દેખાય એટલે **ઉભા** રહો. તે જગાને ક કહો. નીચેની ત્રિરાશી માંડવાથી નદીની **પહોળાઈ** માપી શકાશે.

**જક : કખ : : જઈ : બઅ.**

**મુસાફરીમાં જે જગા જોઈ હોય તેનો નકશો**

દોરવાની રીત. જ્યારે પર્યટન અર્થે બહાર જવાનું થાય ત્યારે બાળવીરોએ પોતાની નોંધપોથીમાં મુસાફરીનો સાદો નકશો દોરી લેવો. આવો સાદો નકશો નીચે બતાવ્યા મુજબ દોરી શકાય છે.

એક દીવાસળીનું ખાલી ખોખું લઈ તેના મધ્યમાં એક ટાંકણી ખોસી તેની અંદરથી એક આંખે સામેનું દ્રશ્ય જોવું. એક ટાંકણીએ ન ફાવે તો બે ટાંકણીઓ એકમેકને કાટખુણે આવે એવી રીતે સામસામી બાજુમાંથી ખોસીને જોવું ખોખાના ચાર ભાગ થવાથી નકશો દોરવો ઠીક પડશે.

ટાંકણીઓની મદદથી દરેક સ્થળ એક બીજાથી કેટલા કેટલા અંતરે છે તેનું પ્રમાણ મળી શકે છે. પછી નીચેની નિશાનીઓ વાપરી વસ્તુઓ બતાવવી.




ઉપર બતાવ્યા મુજબ ઉંચાઈ પહોળાઈ વગેરેનું પ્રમાણ જળવાય તેમ કામ કરવું.

નકશો બનાવતી વખત દરેક સ્થળ કઇ દિશામાં આવેલું છે તે ધ્યાનમાં રાખવુ. જે સ્થળનો નકશો દોરવામાં આવે ત્યાંથી ઉત્તર દિશા કયા આવે તે ધ્યાનમાં રાખવાથી દરેક જગા અરસપરસ ક કઈ દિશામાં આવે છે તે જણાઈ આવશે. નકશામાં ઉત્તર દિશા જણાવવા સારૂ એક તીર મૂકવું ને તીરની અણી ઉત્તર તરફ રાખવી.


ખેતર
ખેતર
ખેતર
ખેતર
તળાવ
નદી
પુલ
વન
કુવો
દહેરું
આગગાડી
ધર્મશાળા
ઉ
પ
પૂ
દ
ઘરો
દહેરું
જમીન નીચે રસ્તો
ટપાલ ઑફિસ


સ્ટેશન
ગૌચર
સ્ટેશન જવાની કેડી
રસ્તો

# પર્યટન અને સૃષ્ટિનિરીક્ષણ.

ગામનાં જંગલ અને આસપાસની ભૂમિનો અનુભવ લેવા બાળવીરોએ પર્યટન અર્થે નીકળવું જોઈએ. જે સેનાશિક્ષક પર્યટન અર્થે જતા નથી તે બાળવીરના શિક્ષક નથી, પણ બાળકોના શિક્ષક છે.

આવાં પર્યટન ત્રણ પ્રકારનાં છે. પહેલા પ્રકારમાં બાળવીરો કોઈ દૂર જગાએ જઇ ત્યાં મુકામ કરી ઘણા દિવસ ગાળે છે. આવા મુકામ અથવા પરાવને (Standing camp) સ્ટેન્ડીંગ કેમ્પ એટલે છાવણી કહે છે. બીજા પ્રકારમાં રોજ સવારમાં કે બીજા યોગ્ય સમયમાં થોડોક સમય બાળવીરો થોડી મુસાફરી કરે અને રાત્રે એક જગાએ મુકામ કરે. આવી મુસાફરીને Tramp camp ટ્રેમ્પ કેમ્પ યા દૈનિક છાવણી કહે છે. ત્રીજા પ્રકારમાં કોઈ ઠેકાણે રાત રહેવાનું નથી હોતું; પણ સવારના નીકળી ને રાત પડતાં પહેલાં ફરીને ઘેર આવવાનું હોય છે. આમાં ફક્ત જોવાનું એટલું જ હોય છે કે જે રસ્તેથી આપણે ગયા હોઇએ તેજ રસ્તેથી બને ત્યાં લગણ પાછા આવવું નહિ. ઉપલી બે મુસાફરીમાં તો રોજ હાથે રાંધવાનું હોય છેજ, પણ ત્રીજીમાં કદાચ ભાથું લઈ ગયા હોય તોએ ચાલે.

(૧) છાવણીઃ—પહેલા પ્રકારની મુસાફરીમાં એકાદ જગાએ લાંબા વખત રહેવાનું હોય તો ગામ બહાર દૂર તબુ નાંખીને અથવા છાપરી કે મકાન ખાલી ત્યાં રહેવું. આ વખતે રસોઈવગેરેનું કામ પહેરો ભરવાનું કામ વગેરે ટુકડીવાર કરવામાં આવે છે. આવી મુસાફરીમાં નાનાં મોટાં જોઇતાં વાસણ, નાની પથારી સીધું સામાન, દવા વગેરે જરૂર પડતી ચીજો સાથે રાખવી જોઈએ. એ ચીજો સહેલાઈથી ઉંચકી શકાય એવી હોવી જોઈએ.

(૨) બીજા પ્રકારની મુસાફરીમાં બધી ટુકડીઓ રાત્રે એક સાથે રહે છે. સાથે સુએ છે અને સાથે જમે છે. મતલબ કે બધાની ખાવા, પીવા, સુવાની ગોઠવણ સર્વ સામાન્ય કરવામાં આવે છે; અને વ્યક્તિગત જુદી જુદી કરવામાં આવતી નથી. બધા એકઠા મળીને સાથે રાંધે, તંબુ વગેરે ગોઠવે, અને પોતાનું બધું કામ જાતે કરી લે છે. બધા રાત્રિના વખતે વારા ફરતી પહેરો ભરવાનું કામ કરે છે. આવી મુસાફરીમાં છાવણીને અનુકૂળ ઓછા વજનનો જરૂર પડતો સામાન લેવામાં આવે છે.

(૩) ત્રીજા પ્રકારની મુસાફરીમાં કેટલીક વખત આખો દિવસ બાળવીરોની ટુકડીઓ નિર્જન પ્રદેશનું નિરીક્ષણ કરવા છુટા છવાયા નીકળી જાય છે; અને રાત્રે છાવણીમાં આવે છે. આવી મુસાફરીમાં સાતઆઠ બાળવીરોની અકેક ટુકડી એકડી મુસાફરી કરે છે,ને દરેક જણ પોતાના ભોજન અર્થે થેલીમા નાનાં વાસણો સીધું સામાન શાક તરકારી વગેરે લે છે; અને પાણી ભરવાની શીશીમાં પાણી લઈ લે છે. આવી મુસાફરીને અરણ્ય–ગમન અથવા અજાણ્યા રસ્તાની મુસાફરી કહેવામાં આવે છે.

ઉપરની ત્રણે પ્રકારની મુસાફરીમાં કેટલો અને કયો કયો સામાન લઈ લેવો તે સેનાશિક્ષકને પુછીને ટુકડીના નાયક નક્કી કરે છે. શરૂઆતમાં આખી સેના સાથે રહે અને સેનાશિક્ષક પણ તેમની નજીક રહે. આગળ ઉપર સેનાની સંખ્યા વધતી જાય તેમ ટુકડીવાર છાવણી જુદી જુદી રાખવામાં આવે છે, અને સેના શિક્ષક છાવણીથી જરા દૂર રહે છે. મુસાફરીમાં ખુલ્લા પ્રદેશોનું અને જંગલો વગેરેનું નિરીક્ષણ કરવામાં આવે છે. જરૂર પડતાં ચિત્રો દોરી લેવામાં આવે છે. ઝાડપાન, પશુ, પક્ષી, સરોવર, પર્વત વગેરેનું અવલોકન કરવામાં આવે છે; અને રાત્રે આખી મુસાફરીનું વૃત્તાંત દરેક બાળવીર પોતાની નોંધપોથીમાં નોંધી લે છે. આવી મુસાફરી શરૂ કરતા પ્હેલાં કેટલીક વખત સેનાશિક્ષક બધા બાળવીરોને એકઠા કરે છે, અને દરેક ટુકડીને એક બંધ પાકીટ આપે છે. આ પાકીટમાં મુસાફરીને લગતી સૂચનાઓ લખેલી હોય છે. પછી જવાનો હુકમ થાય ત્યારે પાકીટ ખોલીને બાળવીરો સૂચનાઓ વાંચી લે છે, અને તેને આધારે મુસાફરી શરૂ કરે છે. સૂચના મુજબ મુસાફરી પુરી કરી રાત્રે અથવા નિયમિત કરેલા વખતે બધા છાવણીમાં એકઠા થાય છે.

## પર્યટનને લગતી કેટલીક સૂચનાઓ.

(૧) છાવણીની જગા જનપ્રદેશથી જરા દૂર રાખવી, પણ જાહેર રસ્તાથી ઘણી દૂર ન રાખવી કે જેથી માલ વગેરે લઈ જવા લાવવાની મુશ્કેલી નડે નહિ.

(૨) પીવાનું તથા નહાવાધોવાનું પુરતું ચોકખું પાણી મળી શકે તેવી જગાએ છાવણી નાખવી.

(૩) છાવણીની જગા ઝાડ નીચે ખુલ્લા મેદાનવાળા પ્રદેશમાં જ્યાં સીધો સખત પવન નડે નહિ, આસપાસ ખાડા ખાબોચીયાં હોય નહિ અને અતિશય ઘાસને લીધે સાપ વગેરેની ધાસ્તી હોય નહિ એવી પસંદ કરવી.

(૪) કોઠાર, રસોડાં, જાજરૂ વગેરે સુવાની જગાએથી દૂર રાખવાં અને આસપાસની જગા બરાબર સાફ રાખવી.

(૫) આપણી છાવણીથી પાસેના ખેતરોને સરકારી ઝાડોને અને કોઈ માણસને નુકસાન ન થાય તે ખાસ જોવું જોઇએ.

(૬) મુસાફરીમાં એકની એકજ જગાએ ફરી ફરીને આવવાનું થાય એવો રસ્તો પસંદ કરવો નહિ.

(૭) ઘડિઆળ, હોકાયંત્ર, મુસાફરીના પ્રદેશનો છાપેલો નકશો વગેરે જરૂર પડતી ચીજો સાથે લઈ લેવી.

(૮) મુસાફરી દરમિઆન આપણને કોઇ કંઈ પણ પ્રકારની મદદ કરે તો તેનો ઉપકાર માનવાનું ભૂલવું નહિ. એમ ન કરનાર વિનય રહિત છે એમ મનાય છે. બહાર મુકામ કરો ત્યારે સાથે શું જોઇએ ને ત્યાં શું શું કામ કરી શકાય તે જાણવાની પણ ખાસ જરૂર છે.

બાળવીરની કેળવણી પાકી કરવાને અને તેમને કસાએલા બનાવવા સારૂ બહાર મુકામ કરવો એ ખાસ જરૂરનું છે. જ્યારે બહાર જવું એ જરૂરનું છે, ત્યારે ત્યાં શું શું જોઈએ એ જાણવું પણ ખાસ અગત્યનું છે.

## મુકામ કરવામાં નીચેની ચીજો સાથે લઈ લેવી

(૧) પહેલી ચીજ તો કાંઇ ઢાંકણ જોઈએ કે જેની નીચે સુઇ શકાય. જો આથર કે ઓઢા બાંધી કામ ચલાઉ તંબુ જેવું થતું હોય તો ચાલી શકશે. જેમને તંબુ રાખવા હોય તેમણે નાના તંબુઓ લેવા. અકેક ટુકડીને સારૂ એક નાનો તંબુ બસ થઇ પડશે.

(૨) નીચે પાથરવાને સારૂ શેતરંજી કે જાડું પાથરણું જોઈએ તે રંગે ભુખરૂં કે કાળું હોય તો સારૂં. નાના નાના શેતરંજીના કકડા હોય તો તે ઉચકવા સારા પડશે.

(૩) જમીન સાફસુફ કરવા અને જોઇતા ખાડા ખોદવા સારૂ નાના પાવડા કોદાળી જોઈએ.

(૪) કૂવે કે તળાવેથી પાણી ભરી લાવવા કંતાનની ડોલો જોઈએ.

(૫) જો પરાળ કે ઘાસ રસ્તે મળે એમ હોય તો ફક્ત જાડાં કપડાંની પથારી ને તકીઆના ગલેફ લેશો તો ચાલશે. તેથી ભાર ઓછો ઉંચકવો પડશે, અને જ્યાં જશો ત્યાં સહેજમાં ગલેફમાં પરાળ ભરી પથારી કરી શકાશે.

(૬) ઓઢવા પાથરવા સારૂ જોઇતી કામળો અને ચાદરો લેવી.

(૭) ચપ્પુ ખાસ લેવાં.

(૮) મીણબત્તીના ને તેલના દીવાઓનો ખાસ બંદોબસ્ત કરવો.

(૯) જાજરૂ બનાવી તેની આજુબાજુ બાંધવાને કંતાન પણ રાખવું.

જેટલા દિવસ બહાર રહેવાના હો તેટલા દિવસનો ખાધા ખોરાકીનો સામાન પણ જોડે રાખવો તે સારૂ છે. કેટલીક ચીજો બહાર મળી આવે છે, પણ કેટલીક એવી પણ ચીજો હોય કે જે મળી ન પણ આવે. કેટલો સામાન જોઈએ તેનો અંદાજ નીચેની ગણતરી પરથી આવી શકશે. જો ચીજો સાથે લેવાની જરૂર ન હોય અને જ્યાં મુકામ કરવાના હો તેની નજીક તે ચીજો મળતી હોય તો જેટલો સામાન ખરીદવાનો હોય તેના ભાવ તાલ પ્રમાણે હિસાબ ગણી પૈસા સાથે લેવા. એક છોકરાને દરરોજ નીચે પ્રમાણે સામાન જોઈએ.

| | | | |
|---|---|---|---|
| ચા અથવા કાફી | ૦ાા તોલો; | ચા સારૂ ખાંડ | રાા તોલા; |
| ઘી | રાા તોલા | તેલ | રાા તોલા; |

લોટ (ઉંમરના પ્રમાણમાં) પણ સામાન્ય રીતે જોતાં ૦ાા શેરથી ૧ શેર બસ થઇ પડશે.

બટાટા અને કાંદા ૦ાા શેર (બીજુ શાક પણ ચાલે) ચોખ ૦ા શેર; દાળ ૪ તોલા; લીલોતરી શાક રસ્તે રસ્તે મળે તો લઈ લેવું. મરચાં, મીઠું, મસાલો માફક કસર લેવાં.

જો બને તો થોડા પૌંઆ, શેકેલા ચણા, ને થોડી ગોળપાપડી સાથે રાખવાથી

બીજી તૈયારીઓ થાય ત્યાં સુધી નીભાવી શકાય છે. દર છોકરા દીઠ ઓછામાંઓછું ॥ શેર થી ॥। શેર દુધ જોઈએ.

**ચેતવણીઃ**—બહાર ગામ ફરવા જતા પહેલાં દરેક વાલીની પાસેથી લેખી રજા મગાવી લેવી કે તે પોતાના છોકરાને બહાર જવા દેવા રાજી છે. આ રજા-ચિઠ્ઠીમાં ખાસ કરીને એવું લખાવી લેવું કે "છોકરાઓને રીતસર રાખવા છતાં પણ કંઈ નુકસાન થાય એને માટે બાળવીરસેનાના અધિકારીઓ જવાબદાર નથી."

બહાર ફરવા જઈએ તો જે મુલકમાં જઈને રહેવાના હોઈએ તે મુલકના બાળવીર સેનાના ઉપરી અધિકારીઓને ખબર આપવી કે તમે કયે સ્થળે મુકામ કરવાના છો, અને અમુક અમુક સ્થળોમાં થઇને જવાના છો. આમ કરવાથી તમારી સભ્યતા જણાશે, ને તેઓ તમને બાળવીર સેનાના બિરાદર તરીકે મદદ કરશે. જ્યારે કૂચ કરતા હો ત્યારે બાળકો થાકી જાય એવું ચાલવું ન.હ. કેટલાક માણસો એમ ધારે છે કે ખુબ થાક, ભૂખ, ઊંઘ, ઉજાગરો અથવા તાપ વગેરે વેઠવાથી બાળવીરો વધારે બહાદુરને ખડતલ થાય છે એ તેમની મોટી ભૂલ છે. કલાકના બે માઇલ કે તેથી વધુ તો ત્રણ માઇલ ચાલી શકાય એવે પગલે ચાલવું. તેર કરી વધારે ઝડપથી ચાલવાથી વહેલા થાકી જવાય છે, ને લાંબી મુસાફરી થતી નથી. નાના બાળકોને વધારેમાં વધારે ચાર પાંચ માઇલ અને મોટાઓને સાત માઈલથી વધારે બને ત્યાં સુધી એક દિવસમાં ચલાવવા નહિ. દરેક બાળવીરને જુદું જુદું કામ સોંપી દેવુ. રસ્તે ખુબ પાણી પીવાની ટેવ રાખવી નહિ. શોષ ન પડે એટલા સારૂ મોમાં આખી સોપારી કે મરડીઓ રાખવા કહેવું કે જેથી લાળ ઝરતી રહે ને ગળું ભીનું રહે. નીચેની સૂચના બહુ કામ લાગશે.

જો કોઇ ટેકરીની બાજુએથી ગોળ ફરીને જવાય એમ હોય તો કદી ઉપર ચઢીને જવું નહી જો કોઈ ઉંચી ચીજને ઓળંગી જવાય તેમ હોય તો તે ઉપર ચઢીને ઉતરવું નહી; કારણ કે જ્યારે જ્યારે તમે ઉંચે ચઢો છો, ત્યારે ત્યારે તમારા શરીરનું વજન જેટલો ભાર ગુરુત્વાકર્ષણના બળની સામે ઉંચે લો છો અને તેટલું વધારે કામ કરો છો, ને તેટલી શક્તિ વધારે વાપરો છો.

જ્યારે બહાર ફરવા જાઓ ને અમુક ઠેકાણે થોડા દિવસ મુકામ કરવાના હો તો નીચેના એક એવા મુકામમાં અમે વખત કેવી રીતે પસાર કરતા હતા તે

જાણવાથી શું કરવું તેનું જ્ઞાન થશે, આજ પ્રમાણે કામ કરવું એમ કહેવાનું નથી પણ તેવું વખતપત્રક એ માર્ગદર્શક થઇ પડશે એમ અમારૂં માનવું છે.

સવાર ૫–૩૦ ઊઠવું દાતણ પાણી કરીને પથારી વગેરે તંબુમાંથી કાઢી તડકે પાથરવાં તંબુ સાફ કરવો. ને ચાની તૈયારી.

૭ ચા, અને નાસ્તો.

૭ થી ૭–૩૦ તંબુની તપાસણી

૭–૩૦ થી ૮–૩૦ પ્રાર્થના—(સર્વ ધર્મના કરી શકે તેવી)અને કસરત કે ડ્રિલ

૮–૩૦ થી ૧૦–૩૦ બાળવીરની જુદી જુદી જાતની કેળવણી.

૧૦–૩૦ થી ૧૧–૩૦ નાહવું ધોવું.

૧૧–૩૦ થી ૧૨ ભોજન.

બપોરે—

૧૨ થી ૨ તબુમાં પડી રહેવુ. શાંતિ. બધી ટીકટાક અને અવાજ બંધ.

૨ થી ૩ બહારની રમતો

૩ થી૪ બાળવીરની જુદી જુદી કેળવણી.

૪ થી ૪–૩૦ ચા.

૪–૩૦ થી ૬ રમતો, આનંદ વગેરે

૬ થી ૭ કંઇ કામ નહિ. હળી મળી ફરવાનું.

૭ થી ૮ સાંજનું ખાવાનું ને તાપણાની તૈયારી.

૮ થી ૯ તાપણું ( જરૂર હોય ત્યારે )

૯ થી ૧૦ મોટા છોકરાઓને રાતે શું કામ કરી શકાય તેવા પાઠ.

૧૦ દીવો ઓલવી સુઇ જવું.

# શારીરિક કેળવણી*

દરેક બાળવીરની તબીયત સારી હોવી જોઈએ. દરેક જણે સારા થવાને અને સુંદર રહેવા પ્રયત્ન કરવો જોઇએ. સારા ભરાઉ બદનવાળાં બાળકોજ સુંદર બાળકો છે.

આવા થવા માટે દરેક જણે યોગ્ય કસરત રોજ કરવીજ જોઈએ. આ સ્થળે આપેલા દાવો જો બરાબર કરવામાં આવે તો શરીરના દરેકે દરેક અવયવને કસરત મળે છે. ને તેથી શરીર નિરોગી રહે છે. બન્નુ મળી રોજ વીસથી ત્રીસ મિનિટ કસરત કરાવવી કે કરવી.

કેટલાક લોકો એમ માને છે કે આવી કસરતની અસર ફક્ત શરીરના સ્નાયુઓ ઉપર થાય છે. ખરૂં જોતાં તેમ નથી. કસરતની અસર મનપર પણ થાય છે. બાળકોને રમવું, કૂદવું ને આનંદ કરવાનું ગમે છે.

જો દાવો બરાબર ગોઠવાએલા હોય ને તે રોજ કરવામાં આવે તો પાચન-ક્રિયા સુધરે, બંધકોશ ટળે, ફેફસાં અને હૃદય સારી રીતે કામ કરે, છાતી ખીલે અને શરીર નિરોગી રહે.

સેનાશિક્ષકે બાળકની ઉંમર અને શક્તિ જોઈ કામ કરાવવું એવી ખાસ સૂચના છે.

---

* દરેકે દરેક વ્યક્તિ-પછી તે બાળક કે બાળિકા હોય નાના કે મોટા, સ્ત્રી કે પુરૂષ ગમે તે હો-તે આ કસરત પોતાના ફુરસદના વખતમાં કરી શકે છે, ને તેથી થતા લાભો મેળવી શકે છે. અમારી ખાસ ભલામણ છે કે શાળાના શિક્ષકોએ બાળ-વીરસેના ઊભી કરી હોય કે ન કરી હોય તોપણ તેમને આ કસરતના દાવ દરરોજ વીસથી ત્રીસ મિનિટ પોતાની નિશાળમાં કરાવવા જેથી કરીને તેમાં ભણતાં બાળકો નિરોગી રહે, મજબુત બને અને પ્રફુલ્લ વદનનાં થાય. નિશાળ એ બાળકોનો બાગ છે અને જો ત્યાં ચીમળાએલાં, રીકા અને નિરતેજ છોકરાં હોય તો તેમાં તે બાગના માળીઓ એટલે શિક્ષકોએ શરમાવા જેવું છે. માળી જેમ પોતાને સોંપેલા છોડવાઓ સુધારી શકે તેમ દેશનાં બાળકોને ચાહનાર દરેક શિક્ષક આ કસરત કરાવી બાળકોના બદનને સુધારી શકે. એવો કોઈકજ શિક્ષક હશે કે જેને બાળક પ્રિય નહિ હોય અને આ લખાણ જે શિક્ષકના હાથમાં આવશે તે શિક્ષક એને વાંચી પોતાનાથી બનતો પ્રયત્ન કરી જે બાળકો તેમને અત્યંત વહાલા હોય તેમને સુધારશે એવી પૂર્ણ આશા છે. આ કામમાં એક પૈસાનું ખર્ચ નથી તેથી શાળાઓના વ્યવસ્થાપકો પણ સહેલાઈથી આ કામ પોતાની સાળાઓમાં દાખલ કરી શકશે.

**સૂચનાઓઃ—**

(૧) દરેક **દાવ** શીખવતી વખતે સેનાશિક્ષકે બાળકોને એવી રીતે **ગોઠવવાં** કે પોતાને બધાં જોઈ શકે. પછીથી તે દાવમાં શું શું કરવામાં આવે છે તે **બરાબર** શિક્ષકે સમજાવવું, અને પોતે તે કરી પણ દેખાડવું.

(૨) બાળકોને એકદમ અઘરા દાવો શીખવવા પ્રયત્ન ન કરવો પણ ધીમે ધીમે આગળ વધવું.

(૩) જ્યારે કોઈ પણ બાળક થાકી ગયું છે એમ લાગે ત્યારે તેને તરત આરામ આપવો. **અતિ કસરત પણ ગેરફાયદો કરે છે તે જરૂર યાદ રાખવું.**

(૪) શિક્ષકે સદા હસતું વદન રાખીને કામ કરવું. કદાચ બાળકની ભૂલ થાય તોપણ કદી તેને ધમકાવવું નહિ કે કઠોર વચન તેને કહેવું નહિ.

(૫) દાવ કરાવતી વખતે બરાબર ખુલ્લા સ્વરે હુકમ આપવો. ધીમેથી કરાવવાના દાવનો હુકમ ધીમેથી બોલવો જોઈએ. અને જે દાવ ઝડપબંધ કરવાનો **હોય** તેનો હુકમ ઝડપબંધ બોલવો **જોઈએ.**

(૬) જે કામ કરવાનું હોય તેનું નામ પ્રથમ સ્પષ્ટ શબ્દોથી બોલી થોડીવાર **રાહ** જોઈ હુકમના શબ્દો બોલવા જેમકેઃ—

ગળાની આગળ પાછળ ઝોક......આગળ, પાછળ, વગેરે

(૭) જ્યારે કોઇ બાળક અમુક કામ બરાબર ન કરી શકે તો આખી ટોળીને **સ્વસ્થ** ઊભી રાખી તે બાળકની એકલાનીજ કને તે કામ કરાવવું.

(૮) જે દાવને રમતનું રૂપ આપી શકાય એમ હોય તેને તેવું રૂપ આપવું જેમકેઃ—પાણી ભરવાની રમત, વલોણાની રમત, લાકડાં ફાડવાની રમત વગેરે.

(૯) જ્યારે હાથનું કંઈ કામ ન હોય ત્યારે તેને કમ્મરે ઠોકે કે **માથે આગળ** આકૃતિમાં જણાવ્યા પ્રમાણે રખાવવા.

**અ** કમ્મરે હાથ રખાવો ત્યારે ચારે આંગળાં આગળ રહે અને અંગુઠો કમ્મરની પાછળ આવે એમ હાથ મુકાવી જાણે પેટ પકડયું હોય તેમ હાથ રખાવવા.

**બ** ઓચીએ હાથ રખાવવા હોય તો પાંચે આંગળાં જેમ બને તેમ **સીધાં** રાખી તેને ઓચી ઉપર એવી રીતે મુકવાં કે બંને પંજાનાં વચલાં આંગળાં **એક** એકને અડે. માથું સીધું રખાવવું અને કોણીઓને પાછળ સીધી રખાવવી.




क માથે હાથ રખાવતી વખતે આકૃતિમાં બતાવ્યા પ્રમાણે હાથનાં આંગળાં એક એકને અડે અને કોણીઓ બનતા સુધી સીધી રહે એવી રીતે હથેલીઓને માથે મુકાવવી.

**ટીપઃ—**

બાળકોને વધારે મહાવરો થાય ત્યારપછી બેઠકના દાવની આકૃતિમાં જણાવ્યા પ્રમાણે હાથ બાજુએ સીધા પહોળા રખાવી કે માથા ઉપર ઊંચે સીધા રખાવીને કામ કરવાનો વાંધો નથી. તેમ કરાવ્યાથી તેઓને ગમ્મત પણ પડશે.

(૧૦)કોઈ પણ હુકમ નકારમાં ન આપવો. જેવાકે " વાંકા ન ઊભા રહો. " "ડોકું નીચું ન રાખો" વગેરે. 'સીધા રહો," "સીધી ડોક રાખો." વગેરે હુકમો આપી શકાય

**બરાબર ઊભા રહેવાની રીત**

(૧) બે એડીઓ એક બીજાને અડકાડવી.

(૨) પગની પાટલીઓ એવી રીતે પહોળી કરાવવી કે એડી આગળ ૪૫ કે ૬૦ અંશનો વચ્ચેનો ખુણો થાય

(૩) ઘુંટણમાંથી પગ સીધા રહેવા જોઈએ.

(૪) પેડુનો ભાગ અંદર રાખવો.

(૫) છાતીમાંથી અક્કડ રહેવું પણ કમ્મરમાંથી કમાન જેવા બની જવું નહિ.

(૬) ખભા સીધા રાખવા.

(૭) હાથ બાજુએ સીધા લટકતા રાખવા.

(૮) નજર સીધી રાખવી.

(૯) આખા શરીરનો ભાર પગના પંજા યા ચાપા પર પડે તેમ ઊભા રહેવું.

(૧૦) અક્કડ ઊભા રહેવું, પણ જકડાઈને ઊભા રહેવું નહિ.

**અક્કડ ઊભા રહેતાં શીખવવાની રીત.**—બાળકોને ભીંતની નજીક આખું શરીર અડે તેમ ઊભા રાખવા. પછી એડી અને માથું ભીંતે અડકેલું રહે ને વચ્ચેના



**अ ब क ड**

**अ ખરી રીત. ब, क ને ड, ખોટી રીત.**

ભાગથી કમાન વળાવવી. હાથ તે વખતે સીધા લટકતા રાખવા. પછીથી ધડને

(પગ સ્થિર રાખીને) સહેજ આગળ લાવવા કહેવું. છાતીથી માથું ખસી જશે એટલે તે બાળક બરાબર અક્કડ ઊભેલો રહેશે. અક્કડ ઊભા રહેવાનાં આગળ જે લક્ષણો આપ્યાં છે તે આ વખતે જેવામાં આવશે.

(જ્યારે બાળકો કામ ન કરતાં હોય કે કામ કરીને થાકયાં હોય ત્યારે તેમને આરામ મળે તે માટે આરામનો હુકમ આપી પગ પહોળા રખાવી ઊભા રાખવા.)

**શ્વાસ લેવાની રીત.**—દરેક કસરતને અંતે દીર્ઘ શ્વાસ લેવડાવવા. દરેક બાળકે નાકદ્વારા ઊંડા શ્વાસ લેવા જોઇએ. આ કામ બરાબર થાય એટલા માટે કસરત શરૂ કરતા પહેલાં નાકને સાફ કરાવવું. મોંને બંધ રાખવાની સૂચના દરેકને આપવી, પણ હોઠને સજ્જડ બીડવા દેવા નહિ. શ્વાસ લેતી વખતે ઉતાવળ કરવાની નથી. તેમજ હવા અંદર જાય અગર બહાર નીકળે ત્યારે અવાજ થવો જોઇએ નહિ. નાનાં બાળકો કદાચ અવાજ કરે તો હરકત નથી. પણ ધીમે ધીમે અવાજ ઓછો થાય તેમ કરાવવું. જ્યારે દોડવાની કે કૂદવાની કસરત કર્યા બાદ છોકરાં થાકી ગયાં હોય ત્યારે આવા શ્વાસ લેવરાવવા નહિ. શ્વાસ લેવરાવતી વખતે હાથ છેક બગલ સુધી લઇ જઈ ઉપરની પાંસળીએ અડકાડવા કહેવું.

**આરામથી ઊભા રહેવાની રીત.**—હુકમના શબ્દો:- " આ..... રામ. " હુકમ મળતાની વાર ડાબો પગ સ્થિર રાખી જમણો પગ જમણી બાજુએ એક વાટલીપુર દૂર મૂકી દેવરાવવો ને હાથ પીઠ પાછળ મીલાવી દેવરાવવાં.

**પગ પહોળા કરવાની રીત.**—આરામથી ઊભા રહેવાની રીતની માફક પગ પહોળા કરાવી શકાય, અથવા નાનાં બાળકોને કૂદીને પગ પહોળા કરવા પણ કહી શકાય. જ્યારે આ પ્રમાણે પગ પહોળા કરાવવાના હોય ત્યારે કૂદકો મારીને પહોળા પગે જમીન પર પાછા પડતાં શીખવવું. નીચે પડતી વખતે પગનાં આંગળાં ઉપર જ ઊભા રહેવું જોઈએ. આથી અવાજ થયા વગર કામ થશે, અને બાળકોને ઘણો આનંદ પડશે.

(કેટલીક વખતે કૂદીને પગ વારા ફરતી આગળ પાછળ લઇ જવાની અને પગ પહોળા અને સાંકડા કરવાની રમત રમાડવાથી નાનાં બાળકોને ઘણોજ આનંદ થાય છે. આ કામ ૮ નંબરની કસરતને બદલે કરાવી શકાય.)

---

# કસરતો

## ડોકની કસરતો

**(૧) આગળ પાછળ ઝોક.**—હુકમના શબ્દો:—" આગળ " " પાછળ, " " આગળ, " પાછળ " વગેરે. અથવા ' આગળ, ' " સીધી નજર, " " પાછળ, " " સીધી નજર, " " આગળ " વગેરે.

પ્રથમ હુકમ આખા શબ્દોથી આપવા અને પાછળથી એક, બે, ત્રણ, ચાર, એમ નંબર હુકમ આપવાને હરકત નથી. પણ આખા શબ્દોથી આપેલા હુકમોથી કામ નિયમસર થાય છે અને બાળકો ભૂલ કરતાં નથી.



**ટીપ:**—(૧) દરેક દાવ પુરો કર્યા બાદ સીધી નજરનો કે આ...રામનો હુકમ આપવો.

પ્રથમનો શબ્દ બોલી સહેજ અટકવાનું હોય ત્યાં...ચિહ્ન મૂક્યું છે.

(૨) એક વખત આગળ અને એક વખત પાછળ ડોક જાય ત્યારે એક દાવ પુરો થયો સમજવો.

### ઉંમર પ્રમાણે.

**અ** ૭ વરસ સુધી, **બ** ૭ થી ૯ વરસ સુધી, **ક** ૯ વરસથી ઉપર.

### દાવની સંખ્યા.

**અ** ૨ થી ૪ **બ** ૪ થી ૬ **ક** ૬ થી ૮

**સૂચના**—આ દરેક દાવ કોને કોને કેટલી વાર કરાવવા તે લખ્યું છે. **વધારેમાં** વધારે જે સંખ્યા લખી છે **તેથી** વધુ વખત કોઈ પણ **વર્ગમાં તે** દાવ કરાવવો નહિ. પણ જે ઓછી સંખ્યા લખી છે **તેથી** પણ **ઓછો વખત** કરાવવાને હરકત **નથી**. કોઈક **વખતે** બાળકોની તબીયત **નરમ હોય** છે, ત્યારે તેમ કરવું પડે છે.

**(૨) બાજુપર ઝોક**—(હુકમના શબ્દો:—" ડાબી તરફ, " "જમણી તરફ," **વગેરે** છેવટે " સીધી નજર. "

માથું ધીમે ધીમે ડાબા અને જમણા ખભા ઉપર હુકમ પ્રમાણે નમાવવું ખભો ઉંચો કરવો નહિ. દાવની સંખ્યા, ઉપર પ્રમાણે.

**(૩) ડાબા જમણી જોવું**—હુકમના શબ્દો:—"ડાબુ...જુઓ," "જમણું...જુઓ." "ડાબુ...જુઓ," "જમણું...જુઓ." છેવટે "સીધી નજર."

ધીમે ધીમે જેમ બને તેમ ગળામાંથી માથું ફેરવવું ડોક સીધી રાખવી. તેમજ ખભા અસલ સ્થિતિમાં રાખવા. નાના બાળકો કદાચ કમ્મરમાંથી લચકારો મણ તેની હરકત નથી. ધીમે ધીમે તેમ ન કરે તે જોવું.

દાવની સંખ્યા ઉપર પ્રમાણે છે.

આ ત્રણે દાવો સાધારણ ઝડપથી કરવાના છે. બહુ ધીમેથી કે એકદમ આચકો મારીને આ કામ ન કરાવવું.



**રમતનું રૂપ.** નાનાં બાળકોને પગ ઉંચા કર્યા વગર જેમ બને તેમ ડાબા જમણી તરફ ડોક ફેરવવા કહેવું.

હુકમના શબ્દો:—"ડાબી તરફ." "જમણીતરફ," "ડાબી તરફ," "જમણી તરફ," છેવટે "સીધી નજર."

આ હુકમો જલદીથી આપવાથી બાળકોને આનંદ થાય છે.

**હાથની કસરત**

**(૪) હાથ બાજુએથી ઊંચા કરવા.**—(હાથ બાજુએ લટકતા રાખવા.)

હુકમના શબ્દો:—"હાથ...ઊંચા," "હાથ...નીચા." "હાથ...ઊંચા," "હાથ...નીચા" વગેરે. અથવા "હાથ...સીધા," "હથેલી......ફેરવો;" "હાથ...ઉંચા." "હાથ...સીધા;" "હથેલી...ફેરવો," "હાથ...નીચા."

પ્રથમના હુકમથી કામ થતું હોય તો બીજા હુકમોનો ઉપયોગ ન કરવો. જ્યારે હાથ ઉંચા કરવામાં આવે ત્યારે પ્રથમ તેમને એમને એમ ઊંચા કરાવવા. પણ જ્યારે હાથ સીધા આવે ત્યારે હથેલી ફેરવી દેતાં શીખવવું અને હાથ છેક ઊંચે લઇ જવા કહેવું.

હાથ ઊંચા કરતી વખતે કોણીમાંથી સીધા રખાવવા. શરીરના બીજા ભાગોને જેમ બને તેમ સ્થિર રાખવા કહેવું. આ દાવ ધીરેથી કરાવવો.

દાવની સંખ્યા.

अ ૨–૪. ब ૪–૬ क ૬–૮



**(૫) હાથ આગળથી ઊંચા કરવા.** ( હાથ બાજુએ લટકતા રાખવા. )

હુકમના શબ્દો. " હાથ...ઊંચા. " " હાથ...નીચા. "



**સૂચના** (૪) તથા (૫) મા દાવમાં આંગળાં સીધાં અને પાસે પાસે રાખવાં. જાણે ઊંચે આવેલી કોઈ ચીજ પકડતા હોઈએ તે વખતે જેટલા હાથ ઉંચા કરીએ તે પ્રમાણે લંબાવીને હાથ ઉંચ કરાવવા જોઈએ.

દાવની સંખ્યા ઉપર પ્રમાણે.

**(૬) હાથ કોણીમાંથી વળાવવા.**

આં દાવમાં હાથ એક પછી એક ચાર રીતે રાખવા કહેવું.

જેમકે (૧) હાથ બાજુએ લાંબા ને સીધા રાખો.

(૨) હાથ આગળ લાંબા ને સીધા રાખો.

(૩) હાથ ઊંચા ને સીધા રાખો.

(૪) હાથ નીચે લટકતા રાખો.

મુઠી સજ્જડ વળાવવી, અને હાથ વાળ્યા પછી પહેલા ત્રણ દાવમાં મુઠી ખભા ઉપર આવી રહે છે કે નહિ ને ચોથા દાવમા મુઠી બગલના આગલા ભાગ આગળ આવે છે કે નહિ તે જોવું.

**ટીપ—ખભે કે આગલા ભાગને મુઠી અડકાડવાની જરૂર નથી.**

હુકમના શબ્દો:—પહેલો હુકમ હાથ કયાં રાખવા તે બતાવનારો હોવો જોઈએ.

જેમકે:—" હાથ...આગળ સીધા, " " હાથ...બાજુએ સીધા " વગેરે.

પછીથી " હાથ...વાળો, " " હાથ...સીધા, " વગેરે.

પછીના હુકમો ધીમેથી બોલવા અને જ્યાં હુકમ ધીમેથી બોલાય ત્યાં કામ ધીમે ધીમે કરવું.

આમાંની બધી રીતે હાથ રાખી કામ કરવું પણ એટલું ધ્યાનમાં રાખવું કે બધી ચારે રીત મળીને દરેક હાથના તે દાવ ચારથી સોળ સુધીજ કરવાના છે.*

અ ૪–૮ બ ૮–૧૨ ક ૧૨–૧૬

*જો હાથના દાવ કરતી વખતે ધીમેધીમે દીર્ઘ શ્વાસ લેવરાવાય તો પછી છૂટા શ્વાસ લેવડાવવાની જરૂર રહેશે નહિ.

### (૭) આંગળીઓ છટકાવવી.

હુકમના શબ્દો—" મુઠી વાળો, " " છોડી દો. "

પ્રથમ હાથ સ્હેજ ઊંચા કરાવીને મુઠી સજ્જડ વળાવવી અને છોડી દેવાનું કહેતાંની સાથે તરત જ છોડી દેવા કહેવું. ઝડપબંધ આંગળીઓ છટકાવી દેવરાવવી જોઇએ.

૮ થી ૨૦ સુધી આ દાવ બાળકથી કરી શકાય.

अ ૮ ब ૧૬ क ૨૦

આ કસરત ખાસ કરીને લખવાનું કામ કરી રહ્યા પછીથી કરાવવી. ડ્રિલની અંદર આ કસરત દાખલ કરવી નહિ.

### પેટ તથા પેડુની કસરતો.

### (૮) કમ્મરમાંથી આગળ પાછળ વળવું.

હુકમના શબ્દો:—"આગળ...વળો," "પાછળ...વળો," વગેરે, છેવટે "સીધા."

જો છોકરાંઓ નાનાં હોય તો "આગળ...વળો," "સીધા," "પાછળ...વળો." "સીધા." વગેરે હુકમો આપવા.

**નાનાં છોકરાંઓને પાછળ વળતાં ફાવતું નથી, માટે તે કસરત મૂકી દેવાની હરકત નથી.**

આ કામ કરતી વખતે ઘુંટણમાંથી પગને સીધા રાખવા કહેવું.

દાવની સંખ્યા अ–૨–૪; ब–૪–૬; क–૬–૮.



(કસરત ૮ મી માટે)

### (૯) કમ્મરમાંથી ડાબા જમણી વળવું (ઘુંટણમાંથી પગ સીધા રખાવવા).

હુકમના શબ્દો—"ડાબા...વળો, ""જમણા ...વળો, " વગેરે, છેવટે "સીધા."

દાવની સંખ્યા:—अ ૨–૪, ब ૪–૬ क ૬–૮

૮ અને ૯ કસરતો કરતી વખતે પગ પહોળા રાખવા.

### (૧૦) કમ્મરમાંથી વળી હાથ ભોંયે અડકાડવા.(ઘુંટણમાંથી પગ સીધા રખાવવા)

પગ પહોળા ને હાથ ઊંચા રખાવવા.

હુકમના શબ્દો:—" નીચા, " " ઊંચા, " "નીચા." "ઊંચા." વગેરે ને "છેવટે આ–રામ."

દાવની સંખ્યા:—अ—૨-૪, ब | ૪—૬, क—૬—૮.

ને શરૂઆતમાં હાથની આંગળીઓ જમીનને ન અડકે તો તેનો આગ્રહ કરવો નહિ. જ્યારે થોડો વખત જશે અને કસરત ચાલુ રહેશે ત્યારે ધીમે ધીમે આંગળાં ભોંયને અડકી શકશે.



**(૧૧) સીધે અંગુઠે આંગળી અડકાડવી. (પગ પહોળા ને સીધા).**

હુકમના શબ્દો:—"ડાબા...અંગુઠે," "સીધા," "જમણા...અંગુઠે," "સીધા" વગેરે ને છેવટે "આ...રામ."

પેટને પેડુનાં કામો ઝડપબંધ કરાવવાનાં છે. "ડાબા...અંગુઠે"નો હુકમ મળે ત્યારે ડાબા હાથની વચલી આંગળી ડાબા પગને અંગુઠે અડકાડવી, ને "જમણા અંગુઠે"નો હુકમ મળે ત્યારે જમણા હાથની આંગળી જમણા પગને અંગુઠે અડકાવી. જ્યારે એક હાથ નીચો જાય ત્યારે બીજો હાથ વાંસા પાછળ લેવો.

**( કસરત ૯ મી માટે )**

**(૧૨) આડે અંગુઠે આંગળી અડકાડવી.**

હુકમના શબ્દો:—"ડાબા...અંગુઠે," "સીધા" "જમણા...અંગુઠે," "સીધા" વગેરે અને છેવટે "આ...રામ."

"ડાબા અંગુઠે"નો હુકમ મળતાં **જમણા** હાથની આંગળી **ડાબા** પગને અંગુઠે અડકાડવી અને જમણા અંગુઠેનો હુકમ મળતાં **ડાબા** હાથની આંગળી **જમણા** પગને અંગુઠે અડકાડવી. ઉપર મુજબ આ કામ પણ ઝડપથી કરવાનું છે. **પ્રથમની** માફક આમાં પગ પહોળા રાખવા કહેલું. ઢુંટણ આગળથી થોડું તો વળાય **છે તેથી તેમ થાય તો હરકત નથી.**



( કસરત ૨૨ મી માટે )



( કસરત ૧૩ મી માટે )

**ટીપ**—૧૦—૧૧ અને ૧૨ ની કસરતોની શરીરપર જે અસર થાય છે તેજ અસર નીચેની એક કસરતથી થાય છે. તથા તે કસરત કરતાં બાળકોને આનંદ પણ પડે છે. જો નં. ૧૩ ની કસરત કરવામાં આવે તો ૧૦—૧૧ ને ૧૨ મુકી દેવી.

**(૨૩) ઘુંટી પકડાવવી. ( પગ પહોળા અને હાથ ઉંચા. )**

હુકમના શબ્દો:—"ડાબી ઘુંટી પકડો," "ઊંચા...થાઓ," "જમણી ઘુંટી... પકડો," ઊંચા થાઓ, "બંને ઘુંટી...પકડો," "ઊંચા...થાઓ." વગેરે ને છેલ્લે "આ...રામ."

ડાબી ઘુંટી પકડવાનો હુકમ મળે એટલે પગ સીધા રાખી કમ્મરમાંથી ઝટ-પટ નીચે વળી બંને હાથે તે ઘુંટી પકડવી, જમણી ઘુંટીનો હુકમ મળે ત્યારે ઉપર પ્રમાણે જમણી ઘુંટી પકડવી, ને બંને ઘુંટીનો હુકમ મળે ત્યારે ડાબે હાથે ડાબી અને જમણે હાથે જમણી ઘુંટી પકડવી.

દાવની સંખ્યા:...

**अ. ६–१२, ब. १२–१८, क. १८–२४.** ૬ સંખ્યા એટલે બે વખત જમણી ઘુંટી પકડાવવી. બે વખત ડાબી ઘુંટી પકડાવવી અને બે વખત બંને ઘુંટી પકડાવવી. આજ પ્રમાણે ૧૨, ૧૮ ને ૨૪નું સમજવું.

**નાનાં બાળકો હાંફી ન જાય તે જોવું.**

## પગની કસરતો.

### ( ૨૪ ) આંગળાંપર ઊભા થવું.

હુકમના શબ્દોઃ—"ઊંચા...થાઓ" "નીચા...થાઓ"

આ દાવ કરતી વખતે શરીરને અક્કડ રાખી આંગળાં ઉપર આકૃતિમાં દેખાડયા પ્રમાણે ઊભા રહેવા કહેવું ને જેટલી બને તેટલી એડી ઊંચી રખાવવી. આ કામ ધીમે ધીમે કરાવવું.

अ ૪-૧૦ ब ૧૦-૨૦ क ૨૯-૩૦



આજ અસર કરનારૂં પણ વધારે અઘરૂં કામ કરવું હોય તેમ જ કસરતની સાથે આનંદ આપવો હોય તો બાળકોને પ્રથમ આંગળાં ઉપર ઊભા રહેવા કહેવું પછી હુકમાનુસાર કૂદીને પગ પહોળા કરાવવાને પાછીથી પાછા સંકેલાવવા કહેવું. બધી વખતે આખા શરીરનો ભાર આગળાં ઉપર રહે એ જોવું.

હુકમના શબ્દોઃ—"પગ...પહોળા" "પગ...પાસે" અથવા "એક" "બે" વગેરે.

કૂદવાનું કામ કરાવતી વખતે સહેજ ઝડપ રાખવી. આને રમતનું રૂપ આપવું હોય તો એક એકની પાછળ છોકરાઓને રાખી ઝડપબંધ આંગળાં પર કુચ કરાવવી, અથવા ધીમેથી દોડાવવા. વળી તે કામમાં નીચેનો ફેરફાર પણ કરી શકાય. પ્રથમ આઠ પગલાં ડાબો જમણો એમ બોલીને સાદી ચાલે ચલાવવાં ને પછીથી પાછા આઠ બોલાય ત્યાં સુધી એકે "કૂદીને પગ પહોળા" ને બેએ "કૂદીને સાંકડા" કરી ધીમે ધીમે આગળ વધે એમ ચલાવવા. આ કુચમાં બાળકોને ઘણોજ આનંદ પડે છે. એક યા બે મિનિટ નાના છોકરાં આમ ચાલે કે કૂદીને ચાલે તો બસ છે. આંગળાં ઉપર ચાલવાના કરતાં આ કામથી કસરત વધારે થાય છે. ને થાક વધારે લાગે છે, એ ધ્યાનમાં રાખવું.

**આ કામ થાય પછીથી જરાક થાક ખાવાની જરૂર છે.**

(૧૫) બેઠક.-હુકમના શબ્દો— "બે......સો.", ઊભા......થાઓ" વગેરે

આ કામ કરાવતી વખતે આંગળાં ઉપર ઊભા રહેવા કહેવું. પછી ધીરે ધીરે નીચે બેસતા જવું એમ કહેવું. જ્યારે બાળકો બેસે ત્યારે તેમના ઘૂંટણ સહેજ પહોળા રહેશે. કમ્મર ઉપરનો ભાગ સીધો અને અક્કડ રાખવો.

**બેસતી વખતે પગ પહોળા કરાવવાની જરૂર નથી.**

દાવની સંખ્યા— **અ** ૨-૪, **બ** ૪-૬, **ક** ૬-૮.



**(૧૬) ઘૂંટણ ઊંચો કરવો.**

હુકમના શબ્દો—" ડાબો પગ... ઊંચો," "નીચો" વગેરે. છેવટે " હતા ...તેમ. " "જમણો પગ...ઊંચો. " "નીચો" વગેરે ને છેવટે "હતા...તેમ"

જ્યારે "ડાબો પગ" એ શબ્દો બોલાય ત્યારે તે પગ જમીનથી અળગો કરી દેવો અને તેને બીજા પગ કરતાં સહેજ આગળ રાખવા કહેવું. પગની પાટલી જમીન તરફ ઢળતી રખાવવી જોઇએ. "ઊંચો' શબ્દ બોલતાં તે પગ એવી રીતે ઊંચો કરાવવો કે પગનાં આંગળાં જમીન તરફ નમતાં રહે અને ઢીંચણ તથા કમ્મર આગળના લગભગ કાટખુણો થાય. **"નીચા"** નો હુકમ મળે ત્યારે તે પગ જમીનથી સહેજ અળગો રહે એમ **નીચો** **કરાવવો** "હતા તેમના" હુકમે બે પગે ટટાર ઊભા રહેવા કહેવું.

આ કામ કરતી વખતે એક પગે ઊભા રહેવાનું છે, તેથી શરૂઆતમાં પડવાની બીક બાળકોને લાગશે. જો પ્રથમ તેમને ભીંતની બાજુએ ગોઠવી દઈને એક હાથ ભીંતે અડકાડવામાં આવે અથવા બધાને ગોળાકારમાં ગોઠવી દઈને દરેક બાળક પોતાની આગળના બાળકને આંગળી અડકાડે તો જાણે કંઇક આધાર મળ્યો છે એમ માની તેમને હિંમત રહેશે. પાછળથી આવો આધાર મૂકી દેવો.




અ (ખરી રીત) બ (ખોટી રીત)

આજ દાવને બે રીતે **રમતનું** રૂપ આપી શકાય.

પહેલી રીત—

હુકમના શબ્દો—"ડાબો ઘુંટણ ...પકડો," "મુકી દો," વગેરે. "જમણો ઘુંટણ... પકડો," "મુકી દો," વગેરે.

પકડવાનો હુકમ મળે ત્યારે બંને હાથે તે ઘુટણ પકડીને છાતી સરસો દાબવા પ્રયત્ન કરવો.

બીજી રીત કુચમાં તે કસરત દાખલ કરવાની છે. પગનાં આંગળાં ઉપર ઊભા કહેવાની કસરતમાં જે કુચ આપી છે તે પ્રમાણેની કુચ કરાવવી. પ્રથમ ૧ થી ૮ સુધી જેમ સાદી રીતે ચાલતા હોય તેમ ચલાવવું; અને પછીથી ૧ થી ૮ સુધી વારા ફરતી ડાબો અને જમણો ઘુંટણ ખુબ ઊંચા કરીને ચાલવા કહેવું;ઊંચો કરેલો પગ જ્યારે જમીન ઉપર પડે ત્યારે **અવાજ** થાય.

કન્યાઓની ટોળી હોય તો તેમને આ કામ કરતાં ન ફાવે તો તે કરવા તેમને આગ્રહ કરવો નહિ અને તેને બદલે નીચેનું કામ કરાવવું

**(૨૬ અ) અંગુઠો જમીન પર અડકાડવો. (કન્યાઓ માટેજ)**

હુકમના શબ્દો—"ડાબો પગ...આગળ," "બાજુએ" "પાછળ," "હતા તેમ." જમણો પગ...આગળ" વગેરે.

જે પગનું નામ દેવાય તે પગને ઊંચકી બીજા પગપર ઊભા રહી પગ આગળ બાજુએ કે પાછળ લઇ જેટલે દૂર ઉંચકેલા પગનો અંગુઠો અડકાડાય તેટલે દૂર જમીનને અડકાડવા કહેવું.

દાવની સંખ્યા—દરેક પગને અ માં ૨—૪ ચક્કર,

બ માં ૪—૬ ચક્કર, ને ક માં ૬—૮ ચક્કર,

**( ૧૭ ) પગપર વળવાની કસરત.**

હુકમના શબ્દઃ—"ડાબો પગ...આગળ" કે "જમણો પગ આગળ." પ્રથમ જે પગ આગળ રખાવવો હોય તેનો હુકમ આપવો.

આ હુકમ મળે એટલે જે પગનું નામ દીધું હોય તે પગ ઉંચકીને બીજા પગથી લગભગ દોઢ બે ડગલાં દૂર મૂકવો, અને પાછલો પગ એવી રીતે રાખવો કે બંને પગની પાટલીઓ વચ્ચે લગભગ કાટખુણો થાય. જુઓ આકૃતિ **બ.** આગળ મૂકેલો પગ ઘુંટણમાંથી વાળેલો રાખવો. અને પાછળનો પગ સીધો રાખવો. ( જુઓ આકૃતિ **અ.** ) પાછલો પગ અને ધડ જાણે એક સીધી લીટીમાં હોય એમ રાખવું. ત્યાર બાદ નીચેના હુકમો આપવા.

હુકમોઃ—"આગળ...વળો," "ઉંચા...થાઓ" વગેરે. ને છેવટે "હતા તેમ" અથવા "સીધા" ને પછી "આ...રામ."

વળવાનો હુકમ મળે એટલે કમ્મરમાંથી શરીરને વાળી છાતી આગલા પગને અડકાડવી, અને ઉંચાનો હુકમ મળતાં ધડ અને પગ સીધી લીટીમાં લાવવા. હતા તેમ અથવા સીધાનો હુકમ મળે એટલે આગલા પગથી આંચકો મારી બંને પગ સાથે લાવી અક્કડ ઉભા રહેવા કહેવું.



**અ** શરીરની સ્થિતિ. **બ** પગની સ્થિતિ.

**દાવની સંખ્યાઃ-અ ને બ કંઇ નહિ, ક ને ૨-૫**

એટલે ડાબાના બે તો જમણાના બે એમ દરેક પગના પાંચ સુધી.

**ચેતવણી:**—આ દાવ ઘણો અઘરો છે તેથી બાળકોની શક્તિ અનુસાર કામ લેવું. પૂરી સંખ્યા કરાવી દેવાની ઇચ્છા દાબી રાખવી જોઇએ. બાળકો શક્તિવાળાં હોય તો બ માં ૨ સુધી દાવ કરાવવા હરકત નથી.

**(૧૮) મુક્કાબાજીની રમત.**

હુકમના શબ્દો—"તૈયાર..."શરૂ કરો." વગેરે.

પગ પહોળા રાખાવવા. તૈયાર કહેતાં હાથ કોણીમાંથી વળાવવા અને એકી નંબરે ડાબો હાથ જોરથી આગળ ધકેલવો અને ધડ જમણી તરફ મચડવું. બેકી નંબરે જમણો હાથ ધકેલવો ને ધડ ડાબી તરફ ધકેલવું. **પગ તથા શરીરને અક્કડ રાખવાં.** આ કામ ઝડપબંધ કરવાનું છે. કામને અંતે સીધી નજરનો કે સીધાનો હુકમ આપવો.

**રમતનું રુપ-વલોણાની રમત.**

બબે બાળકો સામસામા ઊભા રહી એકએકના હાથ પકડે યા આંગળાં ભેળવી ઊભા રહે અને જેમ વલોણું વલોવવાની ક્રિયા કરે છે તેમ તેઓ કરે.

**(૧૯) લાકડાં કાપવાની રમત.**

હુકમના શબ્દો "તૈયાર" "નીચા," "ઊંચા, વગેરે.

છેવટે "સીધા" કે "આ...રામ."

શરૂઆતમાં પગ પહોળા રખાવવા. તૈયાર કહેતાંની વાર હાથ માથા ઉપર ઊંચે જોડાવવા. નીચા કરતી વખતે કમ્મરને ઝોકાવી જોડેલા હાથને બે પગ વચ્ચે લઈ જવા, ને ઊંચા કહેતાની વાર તે પાછા ઊંચા લઇ જવા.

દાવની સંખ્યા **અ** ૨–૪ **બ** ૪–૬ **ક** ૬–૮.

જો આ કસરત કરવી હોય તો નં. ૧૭ મી કસરત મૂકી દેવાને હરકત નથી. **પગપર વળવાની કસરત નાનાં બાળકો પાસે કરાવવાની નથી. તેથી તેને બદલે આ કસરત કરાવવી. છોકરીઓને કામ વધારે અઘરૂં લાગે તો આ દાવ ન કરાવો તો ચાલશે.** નંબર ૧૭મી અને આ બંને કસરત કરી શકે એવા મજબુત બાળકો **હોય તો બંને રાખવાને હરકત નથી.**

**(૨૦) પેટું દાબવાની રમત.**

**હુકમના શબ્દો "અંદર" "બહાર."**

**પ્ર**

અંદર કહેવાની સાથે જોર કરી પેઢાને અંદર ખેંચી લેવા અને બહાર કહેતી વખતે ધક્કો મારી બહાર ઉપર લાવવા કહેવું.

**આ કામ નાનાં છોકરાં નહિ કરી શકે માટે તેવાં કને તે ન કરાવવું.**

***(૨૧) છાતી ઠોકવાની કસરત અથવા અદબ વાળવાની કસરત.**

હુકમના શબ્દો:—"તૈયાર" "શરૂ કરો." "એક—બે" વગેરે.

તૈયાર કહેતાં બે હાથ બાજુએ લંબાવવા અને એકી સંખ્યા બોલો ત્યારે છાતી ઉપર કોણી આવે એવી રીતે ખુબ ઝડપબંધ અદબ વળાવવી અને બેકી સંખ્યા બોલો ત્યારે પાછા હાથ સીધા કરાવવા. આમાં પહેલી અદબમાં જો ડાબા હાથની કોણી ઉપર આવી હોય તો બીજી અદબે જમણા હાથની કોણી ઉપર લેવરાવવી. કોણીઓ એક ઉપર એક આવે એવી અદબ વળાવવી. છેલ્લે હતા તેમ કહીએ ત્યારે હાથને નીચે લટકતા રખાવવા. કેટલીક વખતે કમ્મરમાંથી વાંકા રહીને કામ કરાવતાં ઠીક પડે તો તેમ કરાવવાને હરકત નથી. દાવની સંખ્યા ૫ થી ૨૦ સુધી.

**અ.** ૫—૧૦ **બ.** ૧૦—૧૫ **ક.** ૧૫—૨૦

આ બધી કસરતો પૈકી ન. ૧. ૨. ૩. ૪. ૫. ૬. ૮. ૯. ૧૩. ૧૪. ૧૫ ને ૧૬ કરાવવાથી બાળકોને બરાબર કસરત મળે છે. આ સાથે બાળકની શક્તિ અનુસાર જો ૧૭ ને ૧૯ બંને યા એક રાખો તો તેમને પૂર્ણ કસરત મળશે. આ દાવો નીચેના અનુક્રમે કરાવવા. એક દાવ ગળાનો તો બીજો હાથનો ત્રીજો પેટ ને પેટુનો ને ચોથો પગનો. પછીથી તેજ પ્રમાણે ગળુ, હાથ, પેટપેઢુ ને પગનો એકેક દાવ આમ ઉપલા દાવો પૂરા કરવા. આમ કરવામાં દાવ નીચેના અનુક્રમમાં કરાવી શકાશે. ૧. ૪. ૮. ૧૪.૨. ૫. ૯. ૧૫. ૩. ૬. ૧૩. ને ૧૬. જો ૧૭ ને ૧૯ દાખલ કરો તો છેલ્લે તે કરાવવા.

## રમતો

નાનાં બાળકોને આગગાડી, ઘોડાગાડી વગેરે રમતો રમવાને ઉત્તેજન આપવું. સ્હેજ મોટાં બાળકોને સાતતાળી, ખોખું, એરંડો, આટાપાટા, ડાહીનો ઘોડો,

* આ કસરત ડ્રિલ વખતે ન કરાવો તો ચાલશે.

ફેરકુદડી, એડીદડા, દાંડીઆના ગરબા, યા બીજી રમતો રમાડવી અને છોકરીઓને વધારામાં ત્રણ તાલીના ગરબા ગવડાવી શકાય.

. નાનાં છોકરાંઓને નીચેની રમતો રમાડવવાથી ઘણો લાભ થશે.

(૧) હાથ માથે કે ગરદને રખાવવા યા અદબ વળાવવી અને પલાઠી વાળીને બેઠેલા કે પગ આગળ સીધા રાખીને બેઠેલા છોકરાઓને એકદમ ઊભા થઈ જવા અને હતા તેમ બેસવા કહેવું. હાથ કે ઘુટણ જમીનપર અડકાડવા દેવા નહિ, બેસતી વખતે કૂદીને બેસી જવા કહેવું, કારણકે તેમ કરવાથી તેમને ઘણો આનંદ પડે છે.

(૨) બેઠેલાં બાળકોને કે તેમને ઘુંટણપર કે પગપર ઊભા રાખી ડાબા, જમણા, સીધા જોવાનો આડા અવળી હુકમો આપવા. જે બાળક ભૂલ કરે તેને બહાર કાઢવું. જે છેલ્લું રહે તેને જીત્યું ગણવું. આમા બાળકોને ઘણી ગમ્મત પડશે.

(૩) જમીન પર ચાકથી લીટીઓ દોરી અથવા રેતી હોય તો ત્યાં પગથી પાટો દોરી તે પર હાર દોર બાળકોને પાસે પાસે પગલાં લેવડાવી ચલાવવાં. જો કદાચ લાંબુને સાંકડુ ચોરસ લાકડુ હોય તો તે મૂકી તે ઉપર ચલાવવાં.

(૪) હાથ પકડીને 'ટગ ઑવ્ વૉર'



બબ્બે સરખા જોરાવર છોકરાઓ સામ સામે આવી જાય અને તૈયાર કહેતાં તેઓ એક બીજાના જમણા કે ડાબા હાથનાં કાંડાં પકડે અને જ્યાં ખેંચો કહેવામાં આવે ત્યારે ટગ ઑવ્‌વૉરમાં જેમ દોરડું ખેંચે છે તેમ આંચકો માર્યા વગર ખેંચે જે છોકરો થોડે ખેંચાય તે હાર્યો ગણાય. બહુવાર ખેંચાખેંચ કરવા દેવી નહિ. અડધી કે એક મિનિટમાં હાથ છોડાવી દેવા ને રમત બંધ રખાવવી.

# જાહેરખબર.

સ્કાઉટ માસ્તર દાવર દુનીઆની મુસાફરીએ ગયા ત્યારે તેમણે પોતાને માટે વેલીંગ્ટન મોટર અને સાઇકલ કુંપનીમાંથી સાઇકલની ખરીદી કરી હતી.

જો તમારે સારામાં સારી સાઇકલ જોઇતી હોય તો નીચેને સરનામે લખી અમારૂં નવું પ્રાઇસલીસ્ટ મંગાવો.

વેલીંગ્ટન સાઇકલ અને મોટર કંપની.

૩૧૩, હોર્નબી–રોડ,

ફોર્ટ, મુંબઈ.

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## બાળવીરોની કવાયત વગેરે.

---

દરેક સેનાશિક્ષકે યાદ રાખવું કે કવાયત યાને ડ્રિલને બાળવીરોની કેળવણીમાં ગૌણસ્થાન આપ્યું છે. જેમને રાંધતાં, પગલું પારખતાં, નકશો જોઇ મુસાફરી કરતાં, વગેરે ન આવડે અને ફક્ત ડ્રિલજ આવડે તે બાળવીરો નથી પણ ફક્ત બાળકોજ છે.

બરાબર ઊભા રહેતાં, સુવ્યવસ્થિત રીતે જગા લેતાં, અને એક જગાએથી બીજી જગાએ ચાલતાં શીખવવા સારૂ કવાયતની જરૂર છે.

જો બરાબર કવાયત કરાવો તો હુકમ અનુસાર દરેક કામ બાળવીરો ત્વરાથી કરશે. દરેક સેનાને જુદી જુદી રીતે ગોઠવવા સારૂ નીચેના હુકમો આપી શકાય.

અ ○ –
બ × –
ક □ –
ઙ ■ –










(અ) સેના શિક્ષક, (બ) ટુકડીનો નાયક, (ક) બાળવીરો, (ઙ) ઉપનાયક.

(૧) Troop in line 'ટ્રુપ...ઈન લાઈન', 'ફોલિન' આ હુકમ મળતાંજ આખી સેના એક હારમાં ઊભી રહે. દરેક ટુકડીના નાયકો પોતાની ટુકડીની આગળ ત્રણ ડગલાં આવી તેની મધ્યમાં ઊભા રહે.

**( ૨ )** Close Column 'ક્લોઝ કોલમઃ—

આ હુકમ મળતાં એક પાછળ એક એમ સેનાની ટુકડીઓ આવી જાય. બે ટુકડી વચ્ચે એક માણસ ચાલે તેટલું અંતર રહે. દરેક ટુકડીનો નાયક તેની ટુકડીની જમણી બાજુએ આવી જાય.

**( ૩ )** Open column—'ઓપન કોલમઃ—'

આ હુકમ મળે ત્યારે ટુકડીઓ એવી રીતે ઊભી રહે કે બે ટુકડીની વચ્ચે આખી ટુકડીની લંબાઈ જેટલી જગા રહે.

**સૂચનાઃ**—એક હારમાં સેના ઊભી હોય અને જો સેનામાં ત્રણજ ટુકડીઓ હોય તો ઉપર પ્રમાણે ટુકડી વાર ગોઠવતી વખતે નીચેની રચના કરી શકાય. વચલી ટુકડી પોતાની જગાએ ઊભી રહે, જમણી બાજુની પહેલી ટુકડી તેની પાછળ આવી જાય. અને ડાબા હાથની છેલ્લી ટુકડી ત્રીજે નંબરે આવે. આમ ન કરવું હોય તો સેના શિક્ષકે બાજુએ આવી હુકમ આપવો ચિત્રની ૩ ૭ આકૃતિમાં આપ્યા પ્રમાણે ટુકડીના નાયકને તે વખતે પોતાને સ્થાને અડધું ચક્કર લેવા કહેવું અને બીજા બાળવીરો તેની હારમાં દોડતા આવી ઊભા રહે તે જોવું. ટુકડીવાર સેના ઊભી હોય તેમાંથી એક હારમાં સેના ગોઠવતી વખતે અને પાછી ટુકડીવાર ગોઠવતી વખતે બાળ-વીરો દોડતા જઈ પોતાનું સ્થાન ત્વરાથી લે તે જોવું.

**લાકડી કે ડંડો રાખવાની રીત.** બાળવીરો પોતાની લાકડી જુદી જુદી રીતે રાખે છે. તે લાકડીને કેમ રાખવી તે દર્શાવનારા જુદા જુદા હુકમો નીચે આપ્યા છે.

# જાહેર ખબર.

## બાટલીવાલાની ૪૪ વરસની પ્રખ્યાત દવાઓ.

**ઈન્ડીયન ઈન્ડસ્ટ્રીયલ એકઝીબીશનમાં સોનાના તથા રૂપાના ચાંદ મેળવેલા છે.**

બાટલીવાલા { એગ્યુમીક્ષર. ઇન્ફલુએન્ઝા, મેલેરીઆ, એકાંતરીયા, ચોથીયા તાવને માટે એકદમ અકસીર કી. ૧. નાની બા. ૦।। એગ્યુની ગોળીઓ, ઇન્ફલ્યુ, મેલેરીઆ, એકાંતરીઆ ચોથીઆ તાવને માટે એકદમ અકસીર. કી. રૂા. ૧.

**બાટલીવાલાનું**—(ટોનીક સીરપ) બાલામૃત નબળા અને તવાયલાં બાળકો તથા નાતવાન માણસો માટે અકસીર. કી. રૂ. ૦।।।–.

**બાટલીવાલાનું**—(કયોર-ઓલ બામ) માથાનો દુખારો, છાતીનો દુખારો હરએક જાતની ખેંચાયલી નસો માટે અકસીર કીં. રૂ. ૦।।.

**બાટલીવાલાનું**—કાએરીઆ (કાલેરેલ) મીક્ષર ઝાડા ગરમીના પેટ, ઉલટી, કોલેરા વગેરે પર અકસીર. કીં. રૂા. ૦।।।–

**બાટલીવાલાની**—કુઇન ઈન ટીકડી એક અને બે ગ્રેનની બાટલીમાં ૧૦૦ ઉત્તમ વેલાતી કુઇનાઈન વાપરવામાં આવે છે. કીં રૂ. ૧ અને ૧।।.

**બાટલીવાલાનો**—દરાજનો મલમ દરાજ, ધોબીની કીડ તથા દરેક જાતની કીડ ખુજલીને માટે મલમ કીં. ૦।–.

**બાટલીવાલાનું**—દાંતનું મંજન ઉત્તમ રીતે સાફ કરી મજબુત બનાવે છે. કીં. ૦)૧.

**બાટલીવાલાની**—ટોનીક પીલ્સ, પુષ્ટીકારક છે. કીં. રૂા. ૧।.

પ્રાઇસલીસ્ટ માટે લખો. જથ્થાબંધ વેપારીઓને કીફાયત ભાવ. એજન્ટો જોઈએ છીએ.

## ડા. એચ. એલ. બાટલીવાળા સન્સ એન્ડ કું. લી.

**સાપુરજી હો. લીં૦ બાટલીવાળા મેનેજીંગ ડાયરેકટર.**

**P. O. Cadell Road, ( Sayani road Bombay 14. )**

ટેલીગ્રાફ એડરેસઃ—Cawashapur Bombay



૧
૨
૩
૪
૫
૬
૭
૮
૯
૧૦
૧૧
૧૨
૧૩

(૧) 'Alert:' એલર્ટ:—'હોશીઆર' અથવા 'સાવધાન' આ હુકમ મળતાંજ સેના ટટાર થઇ જાય, તેમની પગની એડીઓ પાસે પાસે આવે અને પાટલીઓ પહોળી રહે. તેમનો ડડ સામેના ચિત્રની આકૃતિ ૧ લી માં બતાવ્યા પ્રમાણે પગની પાસે રહે. આ હુકમ આપતા પહેલાં ટ્રુપ કે સેના શબ્દ ઉમેરવો જેમકે 'ટ્રુપ–એલર્ટ,' 'સેના સાવધાન' 'સેના... હોશીઆર.'

(૨) 'Stand at ease' 'સ્ટેન્ડ–એટઇઝ:'—'આરામસે ઠહરો.' આ વખતે બાળવીરોએ ડાબો પગ ઉચકી જમણા પગથી દશેક ઇંચ દૂર મૂકી આકૃતિ ૨ જી માં બતાવ્યા પ્રમાણે ઊભા રહેવું.

(૩) 'sit at ease' 'સીટ–એટ–ઇઝ'—'વિશ્રામ' આ વખતે બાળવીરોએ ડંડો બે પગ વચ્ચે રાખી આકૃતિ ૩ જી માં બતાવ્યા પ્રમાણે બેસવું.

(૪) 'Trail--staves' 'ટ્રેઇલ...સ્ટેવઝ'—'સીધે ડન્ડે' આ વખતે આકૃતિ ૪ થી પ્રમાણે સીધો—ડન્ડો રાખવો.

(૫) 'Slope-staves' 'સ્લોપ...સ્ટેવઝ'–'સ્કન્ધ ડન્ડે' આ વખતે આકૃતિ ૫મી માં બતાવ્યા પ્રમાણે ડન્ડો રાખવો.

(૬) 'Shoulder-staves' 'શોલ્ડર-સ્ટેવઝ'—અધર...ડન્ડે આ વખતે આકૃતિ ૬ ઠ્ઠી માં આપ્યા પ્રમાણે ડન્ડો રાખવો.

(૭) 'Support staves'—'સપોર્ટ સ્ટેવઝ'—'સુખસે...ડન્ડે' આ વખતે આકૃતિ ૭ મી માં આપ્યા પ્રમાણે ડન્ડો રાખવો.

(૮) 'Secure-staves' 'સીકયુર—સ્ટેવઝ.' 'બગલ ડન્ડે.'–આ વખતે આકૃતિ ૧૨ માં બતાવ્યા પ્રમાણે ડંડો રાખવો.

(૯) 'Salute'—'સેલ્યુટ'–'સલામ' આ હુકમ આપતાં પહેલાં ટ્રુપ અથવા સેના શબ્દ પાછળ ઉમેરવો. જેમકે 'ટ્રુપ સેલ્યુટ' 'સેના સલામ' આ વખતે ચાલતી સેના ૮મી આકૃતિમા આપ્યા મુજબ સલામ કરે ને હોશીઆર રહેલી સેના ૯ મી આકૃતિમાં આપ્યા મુજબ સલામ કરે.

આકૃતિ ૧૦ અને ૧૧ ની સમજુતી સારૂ જુઓ પાનું ૧૯ મું (સ્કાઉટ સલામ)

(૧૦) 'Rest on staves' 'રેસ્ટ ઓન સ્ટેવઝ'—'શિર...આધાર' આ વખતે આકૃતિ ૧૩ મી પ્રમાણે શિર સાથે ડંડો ટેકવી ઊભા રહેવું.

**સૂચના:**—કૂચ કરતી સેનાને સલામનો હુકમ ન અપાય તો સારૂ. સેનાની જે બાજુએ જેને સલામ કરવાની હોય ત બાજુની આંખ ફેરવવાનો સેનાને હુકમ આપવો, જો તે વ્યક્તિ જમણી તરફ હોય તો 'Eyes right' 'આઈઝ રાઇટ'—'આંખ દાંય' અને જો તે ડાબી તરફ હોય તો 'Eyes left' 'આઇઝ લેફટ'—'આંખ બાંય' હુકમ આપી શકાય. આ વખતે આખી સેના નજર ફેરવી જમણી કે ડાબી તરફ જુએ અને જ્યાં સુધી Eyes front 'આઈઝ ફ્રન્ટ') 'આંખ સામને' ના હુકમ ન મળે ત્યાં સુધી તેમ-જ નજર રાખી ચાલે.

તા. ક. ૮ અને ૧૦ મા હુકમો કોઇની ઉત્તર ક્રિયા વખતે આપવામાં આવે છે. ડંડાની કવાયત બહુ કરાવ કરાવ ન કરવી, પણ તેનું જ્ઞાન તાજું રાખ્યા કરવું. કૂચ કરતી વખતે બનતાં સુધી ૪ થો હુકમ આપી ડંડો તેમ રખાવવો. આ ઉપરાંત નીચે આપેલી નિશાનીઓની મદદથી પણ સેનાની જુદી જુદી રચના કરાવી શકાય.

| | નિશાનીઓ | ભાવાર્થ |
|---|---|---|
| (૧) | ખભાની નીચે ઝડપથી પાછળથી આગળ આવે તેમ હાથ હલાવવો. | આગળ વધો. |
| (૨) | માથા ઉપર ઉંચે આગળ પાછળ હાથ હલાવવા | જતા રહો. |
| (૩) | માથા ઉપર પૂરેપૂરા ઉંચા હાથ કરવા. | ઉભા રહો. |
| (૪) | મુઠી બંધ કરી ખભાની ને બાંધની વચ્ચે કોણી-માથી હાથ હલાવવા. | ડબલ અથવા દોડતા આવો |
| (૫) | ખભાની ઉપલી બાજુએ પાછળથી આગળ હાથ હલાવવો. | ભેગા થાઓ. |
| (૬) | હાથ ઉઘાડા રાખી બે ત્રણ વખત જમીન તરફ નમાવવા | સૂઇ જાઓ. |
| (૭) | ખભા સાથે હાથ સીધો રાખી જે દિશામાં ફેરવવા માગતા હો તે દિશા તરફ હાથ વર્તુળાકારે ફેરવવો. | ઘુમવું અથવા ચક્કર લેવું. |
| (૮) | હાથ ઉંચો કરીને ડંડ ઊભો પકડવો. | દુશ્મન દેખાતા નથી. |
| (૯) | બન્ને હાથે પકડી માથાથી ઉંચે ડંડ સીધો આડો રાખવો. | દુશ્મનની સંખ્યા ઓછી છે |

| | |
|---|---|
| ( ૧૦ ) ઉપર પ્રમાણે ડંડ રાખી ઉંચો નીચો હલાવવો. દુશ્મન બહુ છે. | |
| ( ૧૧ ) એક હાથ આગળ લાંબો કરી અર્ધ વર્તુળાકારે ફેરવવો. | સેના શિક્ષકની સામે વર્તુળાકારમાં ગોઠવાઇ જાઓ. |
| ( ૧૨ ) કોણીમાંથી હાથ વાંકા વાળી મોં આગળ ઊભા રાખવા. | પાસે પાસે ટુકડી આવે તેમ ગોઠવાઇ જાઓ. |
| ( ૧૪ ) ઉપર પ્રમાણે હાથ વાળી ખભાની સીધી લીટીમાં રાખવા. | આપન કોલમ પ્રમાણે ગોઠવાઓ. |
| ( ૧૪ ) હાથ કોણીમાંથી અર્ધા વાળી માથા આગળ આંગળીઓ અડાડવી. | પૈડાના આરા માફક ગોઠવાઓ. ટુકડીનો નાયક ટુકડીને મોખરે રહે. |
| ( ૧૫ ) બંને હાથ સીધા પહોળા રાખવા. | સીધી હારમાં ગોઠવાઇ જાઓ. |

### સીટીથી અપાતી નિશાનીઓ.

| | સંજ્ઞા | અર્થ |
|---|---|---|
| ૧ | એક લાંબી સીટી<br>———— | સાવધાન, ચુપ, બીજા હુકમની રાહ જુઓ. |
| ૨ | થોડે થોડે અંતરે લાંબા અને ધીરા અવાજ કરવા.<br>——— ——— ——— | ફેલ જાઓ |
| ૩ | થોડે થોડે અંતરે ટુંકા અને ઝડપબંધ અવાજ કરવા.<br>—— —— —— —— | ફેલીન એકઠા થઈ જાઓ. |
| ૪ | એક ટુંકો અને એક લાંબો અવાજ આવે એમ સીટી ફુંકવી.<br>— ——— — ——— | તમારી જગાએ ઊભા રહો. ભય છે. તૈયાર રહો. |
| ૫ | ત્રણ ટુંકા અવાજ અને એક લાંબો અવાજ ( સેના શિક્ષક કરે ત્યારે )<br>— — — ——— | ટુકડીના નાયકો પાસે આવે. |

આટલું કામ બસ છે. પણ જો કોઇની ઇચ્છા બરાબર કૂચ કરાવવાની થાય તો નીચે પ્રમાણે કામ કરાવવું.

કૂચ કરતી વખતે સેના સારી દેખાય છે, પણ સ્થળ અને સંજોગો જોઇને કામ કરાવવાનું છે તે ભૂલી જવું નહિ.

આમ કૂચ કરાવવાના હુકમો નીચે પ્રમાણે છે.

( ૧ ) 'Mark time'—'માર્ક ટાઇમ'—'કદમ મીલાઓ' આ હુકમ મળે એટલે ઉભેલી સેના ડાબા જમણી પગ સાથે ઉંચકી જમીન પર સેજ ઠોકે. હાથ બીલકુલ હલાવવા નહિ.

( ૨ ) 'Slowmarch'—'સ્લો માર્ચ'—'આઇસ્તા...કદમ' આ વખતે સેના એક મિનિટમાં ૭પ કદમની ઝટપે ચાલે છે. અને દરેક પગલાનું માપ ૩૦ જેટલું હોય છે.

( ૩ ) 'Quick march' 'કિવક માર્ચ'—'તેજ ચલો' આ વખતે સેના ઉપલાં માપના કદમ ભરી એક મિનિટમાં ૧૨૦ કદમ ભરે છે. એટલે તે સેના એક કલાકમાં ૩ માઇલ ને ૭૨૦ વાર ચાલે છે.

( ૪ ) જો સ્થળ બરાબર ન હોય તો છોટે કદમ કે બડે કદમના હુકમ આપી શકાય. છોટે કદમમાં પગલાં ૨૧ નાં હોવા જોઇએ અને બડે કદમમાં કદમમાં ૩૩ નાં હોવાં જોઈએ.

**સૂચનાઃ**—કૂચ કરતી વખતે હાથને બાજુએ જકડાવી દેવા નહિ પણ તેમને છૂટથી હલાવવા. આંચકો ખાઈને કે ઉછાળા મારીને ચાલવું નહિ.

( ૫ ) 'Double—'ડબલ'—'ભાગ કે ચલો.'

( ૬ ) 'Halt'—'હોલ્ટ.' 'રૂકો' આ હુકમ મળતાં એકદમ આખી સેનાએ ચાલવું બંધ કરી સ્થિર ઉભા થઈ જવું જોઇએ.

## કૂચ કરતી વખતે યાદ રાખવાની બાબતો.

ચાલતી વખતે માથું ટટાર રાખવું, નજર સામી રાખવી ને જમીન તરફ નીચી નજર કરવી નહિ. જો હાથને છૂટથી હલાવવામાં આવે તો ચાલવાનું સુતર પડશે. ચાલતી વખતે પગ બરાબર ઊંચા કરવા, ઘસડવા નહિ. પગલાં બરાબર માપસર લેવાં. નહેરો, વહેળા વગેરે ઉપરના પૂલો ઉપરથી જતી વખતે બરાબર ડાબા જમણી પગ ઉપાડતા હોય તે બંધ કરાવવા, અને અનિયમિત ચાલવા કહેવું

કારણકે તેમ ન કરવાથી કેટલીક વખતે પૂલો જોખમમાં આવી પડે છે. કુચ કરવામાં બેન્ડ હોય તો તે પ્રમાણે પગનો તાલ આપવો જોઇએ. બેન્ડ વાગતું હોય ત્યારે તરતજ ધ્યાન રાખી તેના તાલ સાથે ડાબો પગ જમીન સાથે ઠોકવો અને પછી રીતસર ચાલવું. ખરાબ બેન્ડ કરતાં બેન્ડ ન હોય તે વધારે સારૂં છે. કુચ કરવામાં ટુકડીઓ તે રસ્તાની બાજુપર રહેવું, ને મધ્ય ભાગમાં ચાલવું નહિ. સુન્ધ ડંડે હુકમ આપી ચલાવવું યોગ્ય નથી. આથી લશ્કરનું ખોટું અનુકરણ કરીએ છીએ એવો લોકોને ભાસ થવાનો સંભવ રહે છે.

ઈશ્વિપતાલ આગળ, તોફાની ઘોડા આગળ, દેવળ કે જેમાં પ્રાર્થના ચાલતી હોય તે વખતે અગર મોડી રાત્રે કોઇએ વાજુ વગાડવું નહિ.

સેના કે ટુકડી કુચ કરતી હોય ત્યારે સારા ચાલનારને ટુકડીની આગળ મુકવા નહિ; કારણકે તેમનું પગલું મોટું હોવાથી તે ઘણા ઉતાવળા ચાલશે.

કુચમા પાણીની તરસ લાગે તો પાણીની મસકમાથી વારંવાર પાણી પીવું નહિ. જો પાણી વગર ચાલે તેમ ન હોય તો પ્રથમ સહેજ કોગળો કરવો, તે પછી થોડુ પાણી પીવું.

કુચ કરતી વખતે શું પહેરવું તે તરફ ધ્યાન રાખવું. જોડા અને મોજાં રાખો તો સાધારણ જાડાઈના ઊનના કે સુતરનાં મોજાં પહેરવાં. રાત્રે સુતાં પહેલાં બે ચમચા ફટકડી પાણીમા નાખી ફટકડી વાળા પાણીથી પગ ધોવા. પછીથી આંગળીઓ વચ્ચેના ભાગને કાળજીપૂર્વક લુછી નાખવો ને પગ કોરા કરી નાખવા. એક ચમચો ચોખાનો આટો, એક ચમચો ટંકણખાર, એક ચમચો ભુકો કરેલી ફટકડી આ ત્રણે બરાબર એકઠા કરી પગે તથા મોજાનાં અંદરના ભાગમાં ઘસવા. ચંપલ હોય તો મોજાંની જરૂર નથી. પણ પગ તો સાફ કરવ તે જરૂરનું છે. કુચ કરતી વખતે નાક વડેજ શ્વાસ લેવો, અને મોઢું બંધ રાખવું. નાક એક ગરણી જેવું છે. તેની વાટે શ્વાસ લેવામાં હવામાંની કેટલીક નકામી ચીજો દૂર થશે.

## સલામ ક્યારે કરવી.

પોતાની ટુકડીના કે સેનાના અમલદારો ને બાળવીરોએ સલામ અવશ્ય કરવી. જ્યારે એક બાળવીર બીજાને પહેલીવાર મળે ત્યારે તેણે બીજાને આવી સલામ કરવી. વળી બાળવીરે યાદ રાખવાનું એ છે કે કોઈ મરી ગએલા માણસને લઈ જતા હોય તે વખતે અથવા રાષ્ટ્રિય ગીત ચાલતું હોય તે વખતે પણ સલામ

કરવી. કુમારિ માર્ગ દર્શિકાઓને, અને તેમના અમલદારોને અને માન્ય કરેલી આવી કોઇ પણ સસ્થાના અમલદારોને સલામ કરવી એ વિનયની નિશાની છે.

કૂચ કરતી વખતે પોતાના મિત્ર મળે તો તે વખતે હાથ હલાવવો કે મોટેથી આવકારનો શબ્દ બોલવો તે ગેરવ્યવસ્થા બતાવે છે. આવા વર્તનથી નિયમનો ભગ થાય છે.

## સંમેલન યાને રેલી માટેની સૂચના–

ઘણી વખતે બધા બાળવીરોને એકઠા કરવામાં આવે છે તેને સંમેલન કહે છે. લશ્કરના માણસો પેઠે બાળવીરો આવા સમેલનમા પ્રથમથીજ ગોઠવાઇ જઈ આવતા નથી પોતપોતાને ફાવે ત્યાં બાળવીરો પ્રથમ ભરાઇ રહે છે અને જ્યાં તેમને એકઠા કરવા સારૂ સીસોટી વગાડવામાં આવે એટલે દરેક ટુકડીવાળા પોતાની ટુકડીને જે જાનવરનું નામ આપ્યુ હોય તે જાનવરની ચીસ પાડતા આવીને પોતાનું સ્થાન લે છે. તેઓ તપાસણી કરનાર અમલદારથી લગભગ વીસ વાર દૂર ઊભા રહે છે. જો ઘણા બાળવીરો હોય તો દરેક ટુકડી પોતાના નાયકને મોખરે રાખી પોતે તેની પાસે ગાડાના આરાની માફક ઊભા રહે છે. પણ જો ઓછાં બાળકો હોય તો તેઓ એક હારમા ઊભા રહે છે. પછી તપાસણી કરનાર અમલદારની ઇચ્છાનુસાર આવા સમેલનોના ઉપરી જે પ્રોવિન્શિયલ કમિશનરથી માંડીને ડિસ્ટ્રિક્ટ સ્કાઉટ માસ્તરના દરજ્જાનો હોય તે ( ફોલોલીડર ) 'સરદાર કે પીછું'નો હુકમ આપી પોતે ચાલવા માંડે છે. ને તેની પાછળ ટુકડીવાર બધા એક સરખા ચાલે છે. તે એવી રીતે ગોળાકારમાં કે આડા અવળી ચાલે કે ધીમે ધીમે બધા બાળવીરોની સમાન્તર હારો થઇ જાય. આ વખતે લાકડીને ( ટ્રેઈલ સ્ટેવઝ ) સીધે ડઉની સ્થિતિમાં રાખવામાં આવે છે.

જુદા જુદા વર્ગોના બાળવીરોની હારની વચ્ચે તપાસણી કરનાર અમલદાર જઇ શકે એવી જગા રાખવી. તે બધે ફરીને રાષ્ટ્રધ્વજની પાસે જઈને ઊભો રહે. સામાન્ય વર્ગના બાળવીરોને પ્રથમ જરા દૂર રાખીએ તો ઠીક પડશે. સેના શિક્ષકોએ પોતાની ટુકડીઓની પાછળ ઊભા રહેવું જોઈએ. તપાસણી કરનાર અમલદારની રાહ જોતાં ટુકડીઓને 'સીટ એટ ઇઝ' 'વિશ્રામનો' હુકમ આપવો.

દરેક ટુકડીનો નાયક મોખરે ઊભો રહે અને તેની ટુકડીના માણસો સીધી હારમાં ઊભા રહે. નિરીક્ષક અમલદાર તપાસણી શરૂ કરે તે પહેલાં સેનાશિક્ષકોએ 'હોશિઆર' નો હુકમ ટુકડીઓને આપવો.

**સલામ**—તપાસણી કરનાર અમલદાર આવે તે વખતે બેન્ડ હોય તો તે સલામનું ગીત વગાડે અને બાળવીરો ઊભા થઈ ચાલાકીથી અને ત્વરાથી લાકડી સાથે સલામ કરે.

અમલદારે હવે તપાસણી કરવાનું શરૂ કરવું. તપાસણી કરનાર અમલદાર આવે ત્યારે તે જે ટુકડી પાસે આવે તે ટુકડીનો નાયક સલામનો હુકમ આપે. તપાસણી કરનાર અમલદાર બીજી ટુકડી પાસે જાય તે વખતે પહેલી ટુકડી "સ્ટેંડ એટ ઈઝ" 'આરામસે ઠહેરો.' ની સ્થિતિ પ્રમાણે ઊભા રહે. જ્યારે તપાસણી કરનાર અમલદાર સેનાઓના કામને તપાસે તે વખતે અમુક પસંદ કરેલી ટુકડીઓ તાત્કાલિક મદદ આપવાનો નાટ્ય પ્રયોગ કરે, અથવા આગ કેવી રીતે હોલવવી તેનો પ્રયોગ કરે કે બીજાં કામ કરી દેખાડે.

તપાસણી પુરી થયે અમલદાર સલામ લેવાના સ્થાન આગળ આવી ઊભો રહે ત્યારે 'હોશીઆર' નો હુકમ આપવો.

સમ્મેલન (રેલીનું) બ્યુગલ થયે કે મોઢેથી હુકમ મળે બાળવીરોએ સંકરાવું. ટુકડીઓએ ઉતાવળા આવી નજીકનું સ્થાન લેવું. તપાસણી કરનાર અમલદાર જ્યાં ઊભા રહ્યા હોય તે તરફ દરેક પેટા ટુકડી પોતાની ટુકડીનો અવાજ કરતાં આવે નો એ ચાલે.

ત્યાં આવી તે ટુકડીઓ હોશીઆર કે આરામસે ઠહેરોની સ્થિતિમાં ઊભી રહે. પછીથી શૌર્યને કુશળતાના ચાંદો અને ઇનામો વગેરે આપવાં.

ઉપલા કામો થયા બાદ સમ્મેલનમા આવેલા મુખ્ય અમલદાર માટે ત્રણ ખુશાલીના પોકાર બોલાવવા. તે પોકાર બોલાઈ રહે એટલે તદ્દન શાંતિ પ્રસરવી જોઇએ. તપાસણી કરનાર અમલદાર જગા છોડીને જાય તે પહેલા રક્ષદેવ મહારાજાનું ગીત ગવડાવી શકાય. પછીથી ટુકડીઓને વ્યવસ્થાપૂર્વક ગોઠવીને કુચ કરી લઇ અથવા ડીસપર્સ 'ભાગો' નો હુકમ આપી વીખેરી નાખવી.

## પહેલા વર્ગના બાળવીરનો અભ્યાસક્રમ.

પોતાની ટુકડી કે સેના સાથે સબંધ નહિ ધરાવનાર અને જેમને લોકલ એસોસીએશન કે ડિસ્ટ્રિક્ટ કમિશનરે પસંદ કર્યા હોય તેવા સ્કાઉટ અમલદારો પાસે નીચેની બાબતોમાં તેમને પરીક્ષા આપવી પડશે. તેમ કર્યા બાબત તેમને તે બાબતનો ચંદ્રક મળશે. આ ચદ્રક ડાબા હાથે ખભા અને કોણી વચ્ચે પહેરવામાં આવે છે.

(૧) પચાસ વાર તરવું. (જો દાકતરો સલાહ ન આપે કે તરવાને માટે સવડ ન હોય તો નીચેમાંથી કોઇ પણ વિષય પૈકીની પરીક્ષા આપી શકાય. अ એમ્બ્યુલન્સ ब નિશાન બાજી क પગીનું કામ. ड વાવટાની મદદથી સંદેશા મોકલવાનું કામ.)

(૨) સેવિંગ્સ બેંકમાં કે પોતાના સેનાશિક્ષક પાસે એક રૂપીઓ જાતે બચાવીને મૂકવો. જ્યાં આ બનવું અશક્ય હોય ત્યાં આ મૂકી દઇ શકાય.

(૩) સેમાફોર પદ્ધતિથી એક મિનિટમાં વીસ અક્ષરો મોકલવા અથવા મોર્સ પદ્ધતિથી એક મિનિટમાં પંદર અક્ષરો મોકલવા. (ગુજરાતી જાણનારાઓ માટે આને માટે ખાસ કાર્યક્રમ નક્કી કરવાનો છે.)

(૪) સાત માઇલ પગ ચાલીને જવું અથવા સાત માઇલ એકલા અથવા બાળવીરને જોડે લઈ હોડી હંકારીને જવું અને પાછા આવવું. અથવા આગગાડી સિવાય બીજા કોઈ વાહને ચડી અગર જનાવર ઉપર બેસી પંદર માઇલ જવું અને પાછા આવવું. એક રાત બહાર રહેવું એ પસંદ કરવા જોગ છે. અગત્યની બાબતોનું રસ્તે નિરીક્ષણ કર્યું છે એ બાબતોનો ટુંકો અહેવાલ તેમણે આપવો જોઈએ.

(૫) આગ લાગી હોય, ડૂબી ગયો હોય, ગાડી લઇને ઘોડો કે બળદ નાસતા હોય, સખત લૂ લાગી હોય, અને બેભાન થઇ ગયા હોય, વિજળીનો આંચકો વાગ્યો હોય, સાપ, કુતરા કે જંતુ કરડયા હોય, સાધારણ હાડકું ભાગ્યું હોય, અથવા લોહી વહેતું હોય, તે અકસ્માતો પૈકી કોઈ પણ અકસ્માત વખતે બરાબર કેવી રીતે વર્તવું તે પણ આવડવું જોઇએ. દેખાતા ડૂબીને મરી ગયેલા માણસને કેવી રીતે શુદ્ધિમાં આણવો તે જાણવું જોઈએ.

(૬) નકશાની અંદરની સઘળી નિશાનીઓ ઓળખતા આવડવું જોઈએ, અને સાદો પણ બધું સમજાય એવો કોઈ સ્થળનો નકશો દોરતા આવડવો જોઇએ. હોકાયંત્રની દિશાઓ ઓળખતાં આવડવું જોઇએ

(૭) ખુલ્લામાં ચેતાવેલી આગપર તેમને નીચે પ્રમાણે રાંધતાં આવડવું જોઈએ. ભાજી કે શાક, દાળ, કઢી, ચપાટી કે રોટલી, ખીર કે કાંજી, ઉપમા કે ખીચડી, અધોશેર લોટના રોટલા કે બીજું કાંઇ રાંધતાં આવડવું જોઈએ.

( ૮ ) સાથે સાથે ત્રણ દિવસ અને બધું મળીને સાત દિવસ બહાર આળવા જોઇએ. એક માણસ સૂઇ શકે એવું ઝુંપડું બાંધવું જોઈએ. કોઈ પણ તૈયાર બનાવેલી બીજાની મદદ વગર તેનું છાપરૂં કરવું જોઈએ.

( ૯ ) અંતર, સંખ્યા, ક્ષેત્રફળ, ઉંચાઇ, અને વજનનો અંદાજ કરવો. ૨૫ ટકા સુધીની ભૂલ દરગુજર કરવામાં આવશે.

( ૧૦ ) ઝાડ પાડવાં કે સાગને છોલવા સારૂ કુહાડાનો ઉપયોગ કરતા આવડવો જોઈશે, અથવા પોતાની મેળે કોઈ સુતારી કામનો કે ધાતુના કામનો નમુનો બનાવવો પડશે, અથવા ધાતુ કે લાકડાનો કોઈપણ નાના સંચો ચાલુ સ્થિતિમાં હોય એવો રજુ કરવો પડશે.

( ૧૧ ) પોતે એક તરુણને કેળવીને તૈયાર કરવો પડશે. જો તરત એ કામ ન બની શકે તેમ હોય તો તે પદક પાછો લઈ લેવામાં આવશે.

---

# પ્રકરણ ૭ મું.

## સેનાશિક્ષકોની આત્મપરીક્ષા

તમે સેનાશિક્ષક થવા ઇચ્છો છો ? જો તમારી મરજી હોય તો મે. કરી જરાક આત્મપરીક્ષા કરશો ? તમારા હાથ નીચે તાલીમ લેતા બાળવીરો તમારૂંજ અનુકરણ કરશે અને તમારા ગુણો ને દુર્ગુણો ગ્રહણ કરશે. તે બાળવીરોને ઉચ્ચતર બનાવવા સારૂ તમે શું મૂકી દેશો તેનો વિચાર કરો. પોતે સુધરવું ને બીજાને સુધારવાનો તમારો હેતુ હોવો જોઈએ.

### વિચાર કરવા લાયક થોડીક બાબતો

**(૧) ઉંમરઃ**—તમે તમારૂં બાળપણ, તે વખતનો આનંદ, આશા, વિચારો કહો કે તરંગો વગેરે ભૂલી ગયા છો ? ખેર, ભૂલી ગયા હો તો હરકત નથી. પાછો બાળસ્વભાવ ગ્રહણ કરો. બાળસ્વભાવનું નિરીક્ષણ કરો ને બાળકોના મોટા ભાઇ તરીકે વર્તો.

**(૨) ચીડીઓ સ્વભાવઃ**—કોઈ કંઈ ગમે નહિ તેવું કરે તો તમને ચીઢ ચઢે છે ? હોય, ચીઢાવાનું કામ નથી. પહેલાં મોં મલકાવો, પછી મંદ મંદ હસો ને છેવટે ખડખડાટ હસો ને અણગમતી બાબતો ભૂલી જાઓ.

**(૩) બીડી પીઓ છો ?:**—યાદ રાખો કે છોકરા તમારી નકલ કરે છે, બીડી પીતા પણ હો તો બાળકોના સમક્ષ તો નજ પીતા.

**(૪) અપશબ્દ બોલો છો ?:**—જરાક મિજાજ જતા સહેજ ભાન ભૂલી કંઈ અજુગતા શબ્દો બોલાય છે ?

એવી વખતે મૌન ધારણ કરો ને સીસોટી વગાડો ને મનને મારો.

**(૫) આળસ આવે છે ?:**—બીજાઓ ભલે કામ કરી લે અથવા તે કામ કરતા હોય ત્યારે તમને બેસી રહેવાનું મન થાય છે ?

બાળવીરના શિક્ષકો થઈ આપણે આળસ કરી શું ? બોયો ચઢાવો ને કામે વળગો.

**(૬) ચાડી ખાઓ છો ?:**—બીજાઓના છિદ્રો જોવાં ને તેમની વાત કરવામાં તમને મજા પડે છે ? ખરાબમાં ખરાબ માણસમાંએ પાંચ ટકા સદ્‌ગુણો હોય છે. તે ઉપર તમારી નજર કેમ નથી દોડાવતા.

**(૭) અધીરાઈ આવે છે ?:**—તમારૂં ધાર્યું દરેક વખતે થવુંજ જોઈએ એમ માની તમે જ્યારે તેમ ન થાય ત્યારે અકળાઓ છો ને નશીબને દોષ દો છો ?

યાદ રાખો કે ધિરજથી સર્વ કામ પાર ઊતરે છે.

**(૮) ચીલેજ ચાલવાનું મન થાય છે ?:**—નવું જોવાનું, જાણવાનું; ખોળી કાઢવાનું મન નથી થતું !

અરે નવી રમતો ખોળો ને રમો. આનંદ મેળવવાના નવા ને નિર્દોષ રસ્તાઓ ખોળો.

**(૯) બીજાઓની સરસાઈ સાંખી નથી શકતા ?:**—તમે જો બીજાના મત સાંભળતા અને તેમના મતને માન આપતા શીખશો તો તમારી સેનાના બાળકો બન્ને પક્ષ તપાસતાં શીખશે ને તે ખરૂં ખોટું તપાસતા શીખશે. આ શું ઓછો લાભ છે ?

**(૧૦) સ્વાર્થ ?:**—બીજાને નુકસાન થાય તો ભલે પણ પોતાને ફાયદો થવો જોઈએ એવો વિચાર આવે છે ? યાદ રાખો કે આવા સ્વાર્થે હિંદુસ્તાનની દશા બગાડી છે, સ્વાર્થ તજી જ્યારે બીજાઓને ઉપયોગી થવામાં

હિંદવાસીઓ રસ લેતા ત્યારે તેમની દશા સારી હતી. હજુ શું ગયું છે ? સ્વાર્થ તજી બીજાઓને ઉપયોગી થાઓ.

**(૧૧) અસંતોષ ?**—તમને જે મળ્યું છે તે કેટલું બધું છે તેનો વિચાર કરો. શું નથી મળ્યું તેનો વિચાર કરેથી કદી સુખી નહિ થવાય.

**(૧૨) દુનિઆમાં સુખ દેખાતા નથી ?**—અરે, દુનિઆતો સુખની ભરેલી છે. હિંમત રાખીને સુખ મેળવવા પ્રયત્ન કરો તો સુખજ મળશે.

**(૧૩) સાંકડો વિચાર ?**—અરે આગળ જુઓ, તમારી નજર લાંબે પહોંચાડો ખુબ લાંબે પહોંચાડોને દુનિઆ ઘણી મોટી દેખાશે.

**(૧૪) ઘુંપદ ?**—તમે એમ માનો છો કે તમે બાળવીરને તેઈએ એટલું જ્ઞાન મેળવ્યું છે ?
વધારેને વધારે વાચો તો માલમ પડશે કે તમારું જ્ઞાન તો સાગરમાંના બુંદ જેટલું છે.

**(૧૫) સિપાઈ બનવું છે ?**—તમારો વિચાર કવાયતને પ્રધાનપદ આપવાનો છે ? સેનાશિક્ષક કંઈ લશ્કરી અમલદાર નથી તે તો બાળવીરોના મોટાભાઇ છે, તેથી દાબથી નહિ પણ ભ્રાતૃભાવથી કામ કરવાનું છે. તો આખો વખત કવાયત કરાવવી ને ભાઈઓપર હુકમજ કરવા એ કેમ પાલવશે ?

**(૧૬) અધમ ?**—તમને ધર્મની વાત ગમતી નથી ?
કુદરતની લીલા તો જોવા ને તે જોઈ તેના બનાવનારનું ભાન કરશો ને ? દરેક પ્રાણીને દરેક સમયે મદદ કરવા તૈયાર રહેવાની તાલીમ બાળકોને આપશો તો તેઓમાં દયા, હેત, માયા, મમતા એવા સદ્ગુણો આવશે. આવા સદ્ગુણી બાળકો તો બનાવશોને ?

**જે ગૃહસ્થો આ કામ કરવા તૈયાર થાય તેમને તેમના કામમાં પૂર્ણ યશ મળો.**

**અસ્તુ.**



# ધી એલેમ્બીક કેમીકલ વર્ક્સ કંપની લી.

## વડોદરા અને મુંબઇ

## ની

## ક્રિયાશુદ્ધ અને અકસીર દવાઓ.

**દ્રાક્ષાસવ**:—આયુર્વેદિક પદ્ધતિથી બનાવેલ આ આસવ સ્ત્રી-પુરૂષોને તાકાદ માટે ઉપયોગી છે. પાચનશક્તિ વધારી ભુખ લગાડે છે. એકવાર વાપરી ખાત્રી કરો.

દોઢ રતલની બાટલીના રૂ. ૧—૧૨—૦

અડધા રતલની બાટલીના રૂ. ૦—૧૩—૦

**વેજીટેબલ ટોનીક સીરપ**:—વનસ્પતિમાંથી બનાવેલ આ દવા છે. ભુખ લગાડી પાચન શક્તિ વધારે છે અને શરીરને મજબુત બનાવે છે.

કીંમત બાટલી એકના રૂ. ૧—૮—૦

તમામ વીલાયતી દવા વેચનારની દુકાનેથી અથવા કંપનીની પોતાની ઓફિસથી વડોદરા તથા ૫૦ પ્રીન્સેસ સ્ટ્રીટ. મુંબઈથી મળશે.

# પરિશિષ્ટ (અ).

## યુવકવીર Rover Scouts.

જે બાળવીરો ૧૬ વર્ષની ઉંમર પુરી કરે તેમને જો વીર સમિતિમા ચાલુ રહેવું હોય તો તે યુવકવીર થઇ શકે છે. વળી જો કોઇ ૧૭ વર્ષ કે તેથી મોટી ઉંમરના યુવકને વીરસમિતિમાં જોડાવું હોય તો તે પણ યુવકવીરોની સેનામાં જોડાઈ શકે છે.

**કપડાં** બાળવીર જેવાંજ. પણ પહેરણને બન્ને ખભે Rovers શબ્દો વાળી લીલી પટી અને ડાબે ખભે રાતી, લીલી અને પીળી લટકતી પટ્ટીઓ. મોજા હોય તો ગાર્ટર રાતા. દંડની જગાએ ઉપરથી બે પાખીઆં વાળી લાકડી હોય તોપણ ચાલે.

યુવકવીરે નીચેની બાબતો પોતે જાણે છે તેવો પોતાના વીરશિક્ષકને સંતોષ આપવો જોઈએ:--

( ૧ ) બાળવીરના કાયદા.

( ૨ ) સજ્ઞાઓ અને સલામો.

( ૩ ) કોમળ પાદ બાળવીર માટેની છ ગાંઠો.

( ૪ ) યુનીયન જેકનો વાવટો ઉડાડવાની ખરી રીત અને તેનું રહસ્ય.

( ૫ ) બીજા વર્ગના બાળવીરના જેટલું તાત્કાલિક ઉપાયોનું જ્ઞાન.

( ૬ ) દેવતા સળગાવવો અને સાદું ભોજન રાંધવું.

( ૭ ) હોકાયંત્રનો ઉપયોગ અને નકશાની સમજણ.

( ૮ ) સ્વચ્છતા, ચોકખી હવા, ખોરાક, અને કપડાંની બાબતમા પોતાની તબીયતની સંભાળ રાખવાનું ચોકસ જ્ઞાન.

( ૯ ) તમાકુ તથા કેફી પદાર્થોના ઉપયોગથી થતું નુકસાન અને મિતાહારની અગત્ય.

આટલું જાણનાર આગળ આપેલી મનન અને દિક્ષાની ક્રિયા પછી યુવકવીર થઇ શકશે.

### પહેલા વર્ગનો વીર

**સ્થાનિક સંસ્થાએ નિમેલા સ્વતંત્ર પરીક્ષકને નીચેની બાબતમા સંતોષ આપેથી પહેલા વર્ગના યુવકવીર થઇ શકાયઃ—**

( ૧ ) ૨૦૦ વાર તરવું અથવા રખરનારનો ચંદ્રક મેળવવો.

( ૨ ) પોતાનો સામાન જાતેજ ઉપાડીને બે દિવસમાં ૨૦ માઈલ જવું. એક રાત્રિ બહાર કામચલાઉ પોતાની મેળે તૈયાર કરેલી રાવઠી કે પોતાના સામાનમાં સાથે લીધેલા નાના તંબુમાં સુઇ રહેવું અને પસંદ કરેલા ધોરણ મુજબનો વિગતવાર મુસાફરીનો રિપોર્ટ કરવો અને જે માર્ગ લીધો હોય તેનો નકશો રજુ કરવો.

( ૩ ) સેન્ટ જોન્સ એમ્બ્યુલન્સના ધોરણ મુજબ "અકસ્માત્ અને તાત્કાલિક મદદ" ની પરીક્ષા પસાર કરવી.

( ૪ ) "કેમ્પ કરનાર" નો ચંદ્રક મેળવવો.

( ૫ ) પહેલા વર્ગના બાળવીરના અભ્યાસક્રમમાં જણાવ્યા પ્રમાણેનો અંતર, ક્ષેત્રફળ, કદ, સંખ્યા, ઉંચાઈ અને વજનનો અંદાજ કાઢવો.

( ૬ ) **કરકસરઃ**—પોતાના પૈસાની વ્યવસ્થા કરવાનું, સેવિંગ બેન્કની વ્યવસ્થાનું અને રાષ્ટ્રિય અર્થશાસ્ત્રનું કંઇક જ્ઞાન મેળવવું.

( ૭ ) સ્થાનિક સ્વરાજ્ય અને ન્યાયની વ્યવસ્થાનું જ્ઞાન મેળવવું.

( ૮ ) **બીજાની સેવાઃ**—યુવકવીરને કેળવવા માટેનો ચંદ્રક મેળવવો. અને તેનો ઉપયોગ ઓછામાં ઓછા છ માસ કરીને બીજાને કેળવવા.

( ૯ ) સૃષ્ટિજ્ઞાનઃ—નીચેની ગમે તે એક બાબતનું જ્ઞાન મેળવવું:—
ખગોળ—તારાઓનું જ્ઞાન.
જંતુશાસ્ત્ર—જંતુઓનો અભ્યાસ.
વનસ્પતિશાસ્ત્ર—છોડોનું જ્ઞાન.
પ્રાણિશાસ્ત્ર—જીવંત વસ્તુઓનું મૂળ અને તેમના જીવનનો અભ્યાસ.
ભૂસ્તરશાસ્ત્ર—ખડકોનો ઇતિહાસ વગેરે.
રસાયનશાસ્ત્ર અથવા વિદ્યુતનું જ્ઞાન,

(૧૦) ઓછામાં ઓછી એક વર્ષની યુવકવીર તરીકેની સેવા.

ભાવી યુવકવીર જ્યારે ઉપર જણાવેલો યુવકવીરનો સાદો અભ્યાસક્રમ પુરો કરે, અને બાલવીરના નિયમો શીખે અને થોડાક વખત ઉમેદવાર તરીકે સૈન્યમાં રહીને તે નિયમો પાળે પછી યોગ્ય જણાયે તેને યુવકવીરસૈન્યમાં યુવકવીર તરીકે સ્વીકારવાની ક્રિયા કરવામાં આવે છે. આ ક્રિયાના બે ભાગ છેઃ મનન અને દિક્ષા.

## મનન

વીરશિક્ષક જીજ્ઞાસુ યુવકને મનન માટે એક પ્રશ્નાવળિ આપે છે. તેને પોતાની મેળે એકલા એકાંતમાં જઇ શાન્ત ચિત્તે આ પ્રશ્નાવળિમાંના મુદ્દાઓ વાંચવાનું અને પ્રામાણિકપણે તેના જવાબ પોતાના મનને આપવા બનતો પ્રયત્ન કરવાનું સૂચવવામાં આવે છે. આ મનન શાન્ત એકાન્ત ગામ બહારના ભાગમાં ઘણું લાભદાયક થાય. પણ કદાચ તેમ ન બને તો પોતાને ઘેર કે યુવકવીરસૈન્યના વિશ્રામસ્થાનમાં પણ તે મનન કરી શકે- પ્રશ્નાવળિ આપતી વખતે વીરશિક્ષક તેને સૂચના કરે છે કે "યુવક, આમાંનો દરેક મુદ્દો ખૂબ ધ્યાનથી સંભાળપૂર્વક બે વાર વાંચજે અને તારા મનમાં તે ઉપર શાન્તિથી બે ત્રણ મિનિટ વિચાર કરજે અને ત્યાર પછીજ બીજા મુદ્દા ઉપર જજે.

## મનન માટેના મુદા

૧ જેમ જેમ મનુષ્ય મોટો થતો જાય છે તેમ તેમ સમય વધુ ને વધુ ઝપાટા બંધ પસાર થાય છે. પ્રમાણમાં જોતાં જીવન ફકત ટુંક વખતજ ટકે છે; અને ઝટ પુરૂં થાય છે. ખરેખર કદાપિ તેનો કાલે અંત આવે. આજે રાત્રે પણ હું મૃત્યુ પામું.

૨. એ અરસામા પ્રભુએ મને જે અમૂલ્ય મનુષ્યદેહ આપ્યો છે તેનો હું સરસમાં સરસ ઉપયોગ કરૂં છું?

૩. નિરર્થક કામો કરવામાં હું જિંદગી વ્યતીત કરૂં છું?

૪. જે કર્મોથી કોઈપણ પ્રાણીનું કાંઈ પણ ભલું ન થાય તે કરવામાં હું ગુંથાએલો રહું છું?

૫. બીજા મનુષ્યોને સહાય કરવાનો પ્રયત્ન કર્યા કરતાં ફકત મારા પોતાના ઉપભોગ અથવા ધનપ્રાપ્તિ કે પગારના વધારા અર્થે હું મારા મનમાં ઘણુંખરૂં ચિન્તન કર્યા કરૂં છું?

૬. મેં અત્યાર સુધીના મારા જીવનમાં કોને કોને સહાય કરી છે?

૭. મેં કોને કોને અત્યાર સુધીમાં ઇજા કે નુકસાન કર્યું છે?

૮. જનસેવા કરવામાં મને કાંઈ પગાર કે ઇનામ મળતું નથી પણ તેથી જ તો તે કરવાથી હું સ્વતંત્ર મનુષ્ય બનું છું. મને નોકરીએ રોકનાર શેઠ માટે હુ કામ કરતો નથી, પણ પ્રભુપ્રીતિ અર્થે અને મારા અંતઃકરણના સંતોષ અર્થે સેવાવૃત્તિથી તે કરૂં છું. એનો અર્થ એવો છે કે હું ખરો નર છું.

૯. સુખ પૈસાથી ખરીદી શકાતું નથી. પણ ગરીબમાં ગરીબ માણસ પણ તે પ્રાપ્ત કરી શકે.

૧૦. અલબત્ત કોઈ પણ રીતે મારે મારાં ગુજરાનના સાધનતો મેળવવાંજ જોઈએ, પણ મારા ખાનગી ફુરસદના સમયમાં હુ " સેવા " કરી શકું. મારે કયા પ્રકારની સેવા કરવી ?

૧૧. યુવકવીર સમિતીને સેવામંડળ તરીકે ઓળખાવવામાં આવે છે. તેથી જો તેમાં હું જોડાઉં તો બીજી રીતે મળે નહિ તેવી ઘણા પ્રકારની સમાજસેવા કરવાની મને તક મળશે. તો તેમા મને જે ગમ્મત પડે તે માટે અને તેમાં રહીને હુ સેવા કરી શકું તે માટે હું તેમાં દાખલ થવાને આતુર છું.

૧૨. તેમાં જોડાવા માટે મારામાં છોકરવાદીમાં જે કાંઇ કુટેવો દાખલ થઇ ગઈ હોય તે બધી મારે છોડી દેવી જોઇએ.

૧૩. મારામાં કયા કયા દોષો છે. ?

૧૪. હું સંપૂર્ણ રીતે ઈમાનદાર, સત્યવાદી અને વિશ્વસનીય છું ?

૧૫. હુ મારા પ્રભુ રાજા, દેશ, મારા શેઠ, મારા હાથ નીચેનાં મનુષ્યો, મારા મિત્રો અને મારી પોતાની જાતને વફાદાર છું ?

૧૬. હું સરળ સ્વભાવનો, આનંદી અને બીજાઓ તરફ માયાળુ છું ?

૧૭. હું મિતાહારી, પવિત્ર જીવન ગાળનાર અને નિખાલસ દિલનો છું ?

૧૮. જ્યારે સંજોગો મારી વિરુદ્ધ હોય ત્યારે પણ હું સ્વારસ્થ્ય જાળવી શકું એટલાં ધૈર્ય અને આત્મબળ મારામાં છે ?

૧૯. હું મારી બુદ્ધિનો ઉપયોગ કરૂં છું ? કે હું બીજાઓના સમજાવવાથી દોરવાઇ જાઉં એવો છું ?

૨૦ હુ કેફી પદાર્થના સેવનને કે કોઈ બાળા કે સ્ત્રીને ઇજા કરવાની લાલચને કદી વશ ન થાઉં એટલું દઢ મારૂ મનોબળ છે કે?

૨૧. મારી યોજનાઓમાં અને મે માથે લીધેલા કામોમા મારી જાત કરતા બીજાઓના ભલાનો વધુ વિચાર ખરેખર હુ કરૂ છુ ?

૨૨. જો ઉપરમાની કેટલીક બાબતોમા હુ નબળો હોઉ તો તેમા સુધરવાન માટે અને તે નબળાઈઓ દૂર કરવા માટે મારાથી બનતો બધો પ્રયત્ન કરવા અત્યારેજ અને આજ જગાએ હુ નિશ્ચય કરૂ છુ કે જેથી—**હવે પછી હું દુનિયામાં**

**એક ખરેખરા નર તરીકે અને સારા દેશજન તરીકે બહાર પડું અને મારા દેશને ભૂષણરૂપ થાઉં.**

વીર શિક્ષક, આ મનન માટે આપેલો સમય પુરો થયે ભાવિ યુવકવીરને મળે છે અને પૂછે છે કે "તારે હવે મને કાંઇ વધુ સવાલ પૂછવા છે? અને જો તું વીર સમિતિના યુવકવીર વિભાગનો હેતુ અને તેનું ધ્યેય બરાબર સમજ્યા હોય તો તું તેનો સભાસદ થવા હવે ઇચ્છા રાખે છે? જો જરુર લાગે તો આ પ્રશ્નાવળિ ઉપર વધુ વિચાર કરવા માટે ઉમેદવારને બીજે વધુ વખત આપવામા આવે છે. પણ જો તેની સપૂર્ણ ઇચ્છા થાય તોજ તેને યુવકવીરની દિક્ષા અપાય છે. કોઇને પણ એમ ન લાગવું જોઈએ કે તેને વીરના વચનો લેવા માટે દબાણ કરવામા આવે છે. કારણ તે તદ્દન પોતાની રાજીખુશીની બાબત છે.

## વીરદિક્ષા

બધા યુવકવીરો ભેગા થાય છે અને પછી ભાવી યુવકને વીરશિક્ષકની રૂબરૂ લાવવામાં આવે છે.

**વીર શિક્ષક—**સર્વદેશીય મહાન્ વીર મડળમા યુવકવીર તરીકે દાખલ થવાની ઇચ્છાથી તમે આવ્યા છો?

**યુવક—**હા.

**વી. શિઃ—**તમે ભૂતકાળમા નબળાઇ બતાવી હશે અને મૂર્ખાઇ પણ કરી હશે. પણ હવે ભવિષ્યમાં પવિત્ર જીવન ગાળવા, ઈમાનદાર તથા સત્યવક્તા થવા અને તમારા બધા વ્યવહારમા સરળ થવા, તથા મન, વાણી અને કર્મથી પવિત્ર રહેવા તમારાથી **બનતો બધો પ્રયત્ન કરવા** તમે નિશ્ચય કર્યો છે? તમે

ભવિષ્યમાં કેવા પ્રકારનું જીવન ગાળવાનું છે તે સંબંધી સંભાળપૂર્વક વિચાર કર્યો છે ?

યુવકઃ—હા.

વી. શિઃ—સેવાભાવનો અર્થ તો તમે બરાબર સમજો છો ? તેનો અર્થ એવો છે કે તમે બીજા બધા મનુષ્યો તરફ હમેશાં સદ્‌વૃત્તિ રાખશો. અને કેટલીક વાર તો તમને અણગમતું, અગવડ ભર્યું કે ઘાસતી ભર્યું લાગે તોપણ તેમને મદદ કરવા તમારૂં બનતું કરશો અને એમ કરવા માટે કાઇપણ ઇનામની આશા રાખશો નહિ એ તમને ખબર છે ?

યુઃ—હા.

વિ. શિ.—યુવકવીર થયા એટલે તમે એક એવા બંધુ મંડળમાં જોડાઓ છો કે જ્યાં તમે તમારા આદર્શો ને અનુસરી શકો એવા સંજોગોમાં અમે તમને મુકીએ છીએ અને જ્યાં તમારે અમારા નિયમો પાળવાના છે અને બીજાઓની સેવા કરવાનો અમારો હેતુ બર આણવાનો છે એ વાત તમે સમજો છો ?

યુઃ—હા.

વી. શિઃ—જો આ બધું તમે બરાબર સમજ્યા હો તો પછી હું તમને વીરનાં વચનો લેવાની રજા આપું છું. પણ ખૂબ ધ્યાનમાં રાખજો કે તમે તે વચનોને મનુષ્યના દૃષ્ટિબિંદુથી વિચારો એવી અમે આશા રાખીએ છીએ.

યુઃ—મારા ઈમાનથી હુ વચન આપુ છું કે મારા પ્રભુ, રાજા અને દેશ તરફની મારી ફરજ બજાવવાને, બધી વખતે બીજા મનુષ્યોને મદદ કરવાને અને વીરના નિયમો પાળવાને, હું મારૂં બનતું કરીશ.

શિઃ— આ વચનો ઇમાનદારીથી તમે પાળવા બનતો પ્રયત્ન કરશો એવી હું શ્રદ્ધા રાખું છું.

પછી વીર શિક્ષક આ નવા યુવક વીર સાથે હાથ મીલાવે છે અને તેને યુવક વીરનો ચંદ્રક અર્પણ કરે છે.

યુવકવીરને સૈન્યના બીજા વીરો સલામ કરે છે અને યુવકવીર તેમને સલામ કરે છે.

( જ્યારે જુનો બાળવીર યુવકવીરની દિક્ષા લેતો હોય ત્યારે જરૂર જોગા શબ્દોનો સુધારો આમાં કરી લેવો. )

# પરિશિષ્ટ (ચ)

## બાળવીર મંડળની યોજના



બાળવીર મંડળની વ્યવસ્થા નીચે મુજબની છે.

મુખ્ય મથક (લંડન)

ચીફ સ્કાઉટ અને કાઉન્સિલ.

( વડા સ્કાઉટ )

હિંદનું મુખ્ય સ્થાન—ચીફ સ્કાઉટ—અને કાઉન્સિલ.

ઇલાકાનું મુખ્ય સ્થાન—ચીફ સ્કાઉટ પ્રાન્તિક કમિશ્નર અને કાઉન્સિલ.

( વિભાગિ આસિસ્ટંટ કમિશ્નર )
જીલ્લા કમિશ્નર
જિલ્લા સ્કાઉટ માસ્તર } અને જિલ્લા સમિતિ.



**બાળવીર મંડળના અમલદારો નીચે મુજબ છે.**

પૅટ્રન અને **મુરબ્બી**...નામદાર શહેનશાહ

**પ્રમુખ**...નામદાર ડયુક ઑફ કોનોટ.

**ચીફ સ્કાઊટ**...(આખી દુનિયાના) જનરલ સર રોબર્ટ બોડનપૉવેલ.

**ચીફ સ્કાઊટ**...(બ્રિટીશ સામ્રાજ્યના) નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ.

**ચીફ સ્કાઊટ**... હિંદુસ્થાનના નામદાર વાઇસરૉય.

**ચીક સ્કાઊટ**...મુંબઈ ઈલાકાના. નામદાર ગવર્નર.

પ્રાન્તિક કમિશ્નર... ,, ઑ. સર ચુનીલાલ વી. મહેતા.

આસી. પ્રાન્તિક કમિશ્નર... (ખાલી)

ડીસ્ટ્રિક કમિશ્નર—અમદાવાદ } (ખાલી)

,, પચમહાલ રા. બા. રામપ્રસાદ મ. મહેતા.

,, સુરત. દી. બા' ઠાકોરરામ કપીલરામ મ્હેતા.

ગુજરાત વીર મંડળના યોજક. મિ. હરરાય અમુલખરાય દેસાઈ.

## મુંબઈ ઇલાકાની કાઉન્સિલની ઑફિસ

### નં. ૪ બેરામજી જીજીભાઈ રોડ, પુના.

### ઇલાકાની કાઊન્સિલના સેક્રેટરી પ્રા. વેન્કટેશ્વરન.

**બાલવીર મંડળના અમલદારો (સ્કાઊટર)ના હોદ્દા.**

**(મદદનીશ સેના શિક્ષક).**

{ આસિ. સ્કાઊટ માસ્તર.
સ્કાઊટ માસ્તર (સેના શિક્ષક)
ડિસ્ટ્રિક્ટ સ્કાઊટ માસ્તર

{ ડિસ્ટ્રિક્ટ કમિશ્નર
આ. પ્રૉવિન્શીયલ કમિશ્નર
પ્રૉવિન્શીયલ કમિશ્નર

{ ચીફ સ્કાઊટ-મુંબઇ ઇલાકો
ચીફ સ્કાઊટ-હિંદુસ્તાન
ચીફ સ્કાઊટ-બ્રિટિશ સામ્રાજ્ય
ચીફ સ્કાઊટ-દુનિયાના

{ ડિસ્ટ્રિક્ટ સ્કાઊટ ઑરગેનાઇઝર
ડીવીઝનલ સ્કાઊટ ઑરગેનાઇઝર
ડેપ્યુટી કૅમ્પ ચીફ
કૅમ્પ ચીફ



# પરિશિષ્ટ (क)

## SCOUT YELLS.

યાને બાલવીરોના હર્ષનાદ.

**ભીલનાદ—જગદંબ હ્રીમ** ચંડી—ચંગ.

ઈરાનીનાદ—બઝન બઝન—કુષ્ટ જનરા બઝન.

**અફઘાનનાદ**—ઉન્નિસાઈ ઉન્નિસાઈ, વૉય વૉય વૉય
હલગાઈ, મલગાઈ, માઈ પરાઈ ગાઈ,
ઉન્નિસાઇ, વૉય વૉય વૉય

**હિન્દુનાદ**—રામ........શ્યામ, **શ્યામ** રામ........

**ઝુલુનાદ**—હીનમલાયા—હી, હીનમલાયા–હી, હીનમલાયા–હી, વ્હા

**ભારત**—હારીએ ન હિંમત, બિસારીએ ન રામ;
જિસ બિધ રખે રામ **ઉસ બિધ રેના આરામ**
**દટે** રહો ભારત બીર.

---

## ઇલાકાના સ્કાઉટ કમિશ્નરે મંજુર કરેલાં કેટલાંક સ્કાઉટ ગીતો

### GOD SAVE THE KING.

God save our gracious King,
Long live our noble King,
God save the King!
Send him victorious,
Happy and glorious,
Long to reign over us,
God save the King!

---

# રાજગીત.

### રક્ષ દેવ તું મહારાજા

રક્ષ દેવ તું મહારાજા બહુ જીવતે પ્રૌઢ રાજા; રક્ષ દેવ રાજા.
એમને કર જયવંત મસ, સુખ કીર્તિનો દે યશ; લ બાવ રાજ બહુ વરસ; રક્ષ દેવ રાજા.
ઓ ઈશ! જગદીશ! તું ઊઠ! વેરી વિખેરવા રૂઠ; આણ તેમનો કાળ.
બંધ પાડ દ્વેષ ક્લેશ બધો, જ્ઞાન ને હુન્નર વધો; અમ ઘેર જંપ સંપ સધો, કલ્યાણ સર્વ કાળ.

# ભારત ભાગ્ય વિધાતા.

જનગણ મન અધિનાયક જય હે, ભારત ભાગ્ય વિધાતા. ॥ધ્રુ॥
પંજાબ સિંધ ગુજરાત મરાઠા, દ્રાવિડ ઉત્કલ બંગ ।
વિંધ્ય હિમાચલ યમુના ગંગા, ઉચ્છલ જલધિ તરંગ ॥
તવ શુભ નામે જાગે, તવ શુભ આશિષ માગે ! ગાહે તવ યશ ગાથા ॥
જનગણ મંગળ દાયક જય હે, ભારત ભાગ્ય વિધાતા
જય હે, જય હે, જય હે જય જય જય જય હે ॥ ૧ ॥
અહરહ તવ આહ્વાન પ્રચારિત, સુનિ તવ ઉદાર વાણી
હિંદ બૌદ્ધ સિક જૈન પારસિક, મુસલમાન ખ્રિસ્તાની ॥
પૂરવ પશ્ચિમ આસે ! તવ સિંહાસન પાસે ! પ્રેમહાર હયગાથા
જનગણ ઐક્ય વિધાયક, જય હે ભારત ભાગ્ય વિધાતા,
જય હે, જય હે, જય હે, જય જય જય જય હે ॥ ૨ ॥
પતન અભ્યુદય બન્ધુર પંથા, યુગ યુગ ધાવિત યાત્રી ॥
હે ચીર સારથી તવ રથ ચક્ર, મુખરિત પથ દિન રાત્રી ॥
દારૂણ વિપ્લવ માઝે, તવ શંખ ધ્વનિ બાજે, સંકટ દુઃખત્રાતા
જનગણ પથ પરિચાયક જય હે, ભારત ભાગ્ય વિધાતા
જય હે. જય હે, જય હે, જય જય જય જય હે ॥ ૩ ॥
રાત્રી પ્રભાતિલ, ઉદિત રવિ છવિ પૂર્ણ ઉદય ગિરિ ભાલે
ગાહે વિહંગમ પુણ્ય સમીરણ નવ જીવન રસ ઢાલે
તવ કરૂણારૂણ રાગે; નિદ્રિત ભારત જાગે, તવ ચરણે નત માથા
જય જય જય હે જય રાજેશ્વર, ભારત ભાગ્ય વિધાતા
જય હે, જય હે, જય હે, જય જય જય જય હે ॥ ૪ ॥

ડૉ૦ ટાગોર.

---

# અમારો દેશ

( દિવ્ય )

અમે ભરતભૂમિના પુત્રો ! અમ માત પુરાણ પવિત્ર.
રે ! જેનાં સુંદર સૂત્રો, ઝળકાવે ઉચ્ચ ચરિત્ર,
અમ અંતરને ઉદ્દેશી, કરશું હોકાર હમેશ,
અમે દેશી, દેશી, દેશી ! ઓ દિવ્ય અમારો દેશ !
અંધાર વિષે અથડાતાં, કે કરતાં નિત્ય પ્રકાશ;
પડતાં રડતાં રગદાતાં, કે કરતાં હાસ્ય વિલાસ;
પળપળ અમ ઉરનિધિ એ શી, હા ઉછળે ઉર્મિ અશેષ !
અમે દેશી, દેશી, દેશી ઓ દિવ્ય અમારો દેશ !
ક્યાં હશે હિમાલય જેવો ? ક્યાં પુણ્ય પવિત્રજ ગંગ ?
ક્યાં મળે અલૌકિક એવાં; સહુ દેશ તણા બહુ રંગ.
ક્યાં મુનિ ઇશ્વરજન બેસી; કરતા પ્રભુપંથ ઉજેશ ?—
અમે દેશી, દેશી, દેશી ! ઓ દિવ્ય અમારો દેશ !
ક્યાં રામ યુધિષ્ઠિર ઘૂમ્યા ! ક્યાં ગરજ્યા અર્જુન ભીમ ?
ક્યા રજપુત વીર ઝઝુમ્યા, બલ દાખવવા અસીમ ?
રે ભુલીયે તે રીતે શી, અમ અંતરથી લવલેશ ?—
અમે દેશી, દેશી, દેશી ! ઓ દિવ્ય અમારો દેશ !
નથી રે જીવવું પરઆશે; છે પારકી આશ નિરાશ;
નથી કર ધરવા કો પાસે, સ્વાશ્રયનો છે ઉલ્લાસ;
કંઈ પુણ્યપ્રભા જ પ્રવેશી અહીં દે અમને ઉપદેશ;—
અમે દેશી, દેશી, દેશી ! ઓ દિવ્ય અમારો દેશ !
ધમધમ ધરણી ધ્રુજવીશું અમ દેશ તણાં કરી ગાન;
જયજય જયનાદ કરીશું, દઇશું મોંઘા અમ પ્રાણ !
એ ભક્તિ વસી ઉર તે શી, દેજો શક્તિ પરમેશ !
અમે દેશી, દેશી, દેશી ! ઓ દિવ્ય અમારો દેશ !

ખબરદાર.

# જય ગુજરાત

જય જય ગરવી ગુજરાત,
જય જય ગરવી ગુજરાત,
દીપે અરુણું પ્રભાત.
ધ્વજ પ્રકાશશે ઝળળ કસુમ્બી, પ્રેમશૌર્ય અંકિત;
તું ભણવ ભણવ નિજ સંતતિ સઉને પ્રેમભક્તિની રીત—
ઊંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત.
ઉત્તરમાં અંબા માત,
પુરવમાં કાળી માત,
છે દક્ષિણ દિશમાં કરંત રક્ષા, કુંતેશ્વર મહાદેવ;
ને સોમનાથ ને દ્વારકેશ, એ પશ્ચિમ કેરા દેવ—
છે સહાયમાં સાક્ષાત્.
જય જય ગરવી ગુજરાત.
નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય,
વળી જોય સુભટના જુદ્ધ રમણને, રત્નાગર સાગર;
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિષ જયકર—
સંપે સોહે સઉ જાત,
જય જય ગરવી ગુજરાત.
તે અન્હિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ.
તે રંગ થકી પણ અધિક સરસ રંગ, થશે સત્વરે માત;
શુભ શકુન દીસે મધ્યાહ્ન શોભશે, વીતી ગઈ છે રાત—
જન ઘૂમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત.

નર્મદાશંકર

